# એક નિહિલિસ્ટની આત્મકથા

( પ્રથમ ભાગ )

પ્રયોજક

પ્રાગજી ખંડુભાઈ દેસાઈ

નવયુગ પ્રકાશન મંદિર

સુરત.

કિંમત ૦-૧૨-૦

# નિવેદન

“ કુરબાનીની કથા ” ના વિભાગમાં ‘ એક **નિહિલિસ્ટની આત્મકથા** ’ ના મથાળા હેઠળ ‘ નવયુગ ’ માં રફતે રફતે પ્રગટ થયલી વાર્તાને અહીં પુસ્તકનાં રૂપમાં રજૂ કરવામાં આવી છે. આ પુસ્તકમાં રશિયાની ઝારશાહી સામે પ્રજાનો પ્રચંડ વિપ્લવ જણાઇ આવશે. એ ઉગ્ર બળવો રશિયામાં ફાટી નીકળ્યો જ હતો એ વિષે જરા પણ શંકા નથી; પરંતુ, આ વાર્તામાં આવતાં પાત્રો તે ભીષણ સંગ્રામમાં ખેલ્યાં હતાં કે કેમ તેનો પૂરતો પૂરાવો નથી. અને, પૂરાવો નથી, તેથી એમ સાબીત કરી શકાય નહિ કે એ પાત્રોનાં જેવાં કૃત્યો બીજાઓએ નથી કર્યાં. રશિયામાં, આ ચોપડી બતાવે છે તેવું ભયાનક વાતાવરણ પથરાયું હતું, પ્રજાએ જુલ્મી સત્તાની સામે માથું ઉંચું કર્યું હતું. હિંસાને માર્ગે પડેલી પ્રજા કેવાં ભયંકર પાપો કરે છે તે આ ચોપડી બતાવી આપશે; અને પોતાની ગુલામી દફનાવી દેવા માટે કૃતનિશ્ચય થયલી પ્રજાને હિંસાને માર્ગે પડતાં ચેતવશે ને રોકશે.

આ પુસ્તકનો બીજો વિભાગ ટુંક મુદતમાં જ બહાર પડશે.

તા. ૧૨–૭–૧૯૨૪

વ્યવસ્થાપક

**નવયુગ પ્રકાશન મંદિર**

**સુરત.**

# અનુક્રમણિકા

# એક નિહિલિસ્ટની આત્મકથા

## પ્રકરણ પહેલું

### પૂર્વકથા

મેં કદી સ્વપ્નામાંએ નહોતું ધાર્યું કે મારે કોઇક દિવસ નિહિલિસ્ટ થવું પડશે. મને કદી કલ્પના પણ નહોતી થઇ કે રશિઆના ઝાર એલેકઝાંડર ત્રીજા અને તેના પુત્ર સમ્રાટ્ નિકોલસના રાજ્યતંત્ર સામે મારે બ્હારવટું લેવું પડશે, એટલુંજ નહિ પણ તેમનાં ખૂન કરવાના કાવત્રામાં પણ મારે સામેલ થવું પડશે. જેની કલ્પના સરખી એ ન કરી હોય એવા વિકટ પ્રસંગો કોઇક વખત મનુષ્યના જીવનમાં પ્રત્યક્ષ ખડા થાય છે. મારા જીવનની આત્મકથા ઉપરથી આ વાતનું બરાબર પ્રતિપાદન થાય છે.

વાચકોએ ખાસ ધ્યાનમાં રાખવું જરૂરનું છે કે હું જાતિએ યાહુદી છું અને રશિયાની અંદર યાહુદી જાતિની દશા અત્યંત કરૂણા-જનક છે. રશિયન ઝારના જાતિબંધુઓના અત્યાચારો વર્તમાનપત્રના વાંચનારાઓને અજાણ્યા નથી. રશિયામાં રહેતા યાહુદી લોકોનું જીવન

કુતરાના જીવનથી યે અધમ છે, નીચ છે, એટલુંજ નહિ પરંતુ એક નાનામાં નાની કીડીના જીવન કરતાં પણ વધુ ક્ષણભંગુર છે. એ દેશમાં યાહુદી શ્રીમંતોના ધનમાલ સંરક્ષિત નથી. યાહુદી સતીઓનાં સતીત્વ લૂંટી ઝારની પાપી રાજ્યપધ્ધતિ પોતાની શૈતાનિયતનો જગતને પરિચય કરાવે છે. કાયદાનું રક્ષણ યાહુદીઓ માટે નથી. તેમને માટે તો જેટલા સખ્ત કાયદા કાનુનો ઘડી શકાય તેટલા સખ્ત બનાવ્યાજ હોય છે.

આવી ચગદાયલી યાહુદી જાતિમાં જન્મ ધારણ કરી જે જે આપત્તિઓ અને વિટંબણાઓ મારે વેઠવી પડી છે તેની કથા તો નવલકથા તરીકેજ શોભે. મારી આ ગુપ્ત આત્મકથા વાંચીને વાચકોને તરત ખબર પડશે કે આવા પ્રચંડ ઝારને નિહિલિસ્ટ સંપ્રદાય કેવી રીતે ચોંકાવેલો રાખતો અને નિહિલિસ્ટો પોતાના ઉદ્દેશની સિદ્ધ અર્થે પોતાનાં જીવનના મોહ કેટલી ઝડપથી છોડી દેતાં. અંતીમ ધ્યેયને પ્રાપ્ત કરવા પોતાના પ્રાણ તુચ્છ સમજે તેજ નિહિલિસ્ટ પંથમાં જોડાઈ શકે. આદર્શની સિધ્ધિને અર્થે નિહિલિસ્ટોને દરેક ક્ષણે પોતાના જાનની કુરબાની આપવા તેયાર રહેવું પડે છે. ઝારની નિરંકુશ અને સ્વચ્છંદી રાજ્યસત્તાને અંકુશમાં રાખવા માટે દરરોજ સેંકડો નિહિલિસ્ટોને પોતાના પ્રાણની આહુતિ આપવી પડે છે; તે છતાં નિહિલિસ્ટ સંપ્રદાયમાં દિનપ્રતિદિન વધારોજ થતો જાય છે. એનું શું કારણ ? જાણી જોઇને લોકો અનેક ભયંકર વિપત્તિઓને કેમ નોતરતા, સાઇબિરિયાની અંદર કાળાપાણીની સજા ભોગવતા ભોગવતા ત્યાંની અસહ્ય કકડતી ઠંડીમાં પોતાનું લોહી થીજાવી દઇ, પ્રાણ વિસર્જન શા માટે કરતા હશે એના રહસ્યનું આલેખન ચિત્ર મારી

આત્મકથા વાંચનારની આંખ આગળ ખડું થયા વિના નજ રહે. જુલ્મી શાસકના પંજામાંથી મુક્તિ મેળવવા માટે પ્રથમ મનુષ્યે પોતાનુંજ બલિદાન આપવું પડે છે.

અમારી જાતિ માટે રશિયાના કાયદા સખ્ત છે. રશિયાના હલકામાં હલકી શ્રેણીના લોકો અમારા કરતાં વધારે સુખી છે, ભાગ્યશાળી છે. મારા બાળપણની નિરર્થક વાતો કરી પાઠકોનું ધૈર્ય કસવાની મને ઇચ્છા નથી, તો પણ હું નિહિલિસ્ટ કેમ થયો એ પ્રશ્નની સાથે મારા જીવનની પૂર્વકથાનો સંબંધ હોવાથી તે કહેવાની આવશ્યકતા છે એટલે હું એ વાતો ઉપરજ આવું છું.

મારા પિતાનું નામ આઇઝેક પ્રેઝેનવ. રશિયાની રાજધાની સેંટપિટર્સબર્ગના તેઓ એક અસલના શહેરી. ઇસાકી ઍૈઝાક મહોલ્લામાં અમારૂં મકાન હતું. અનેક માનનીય અને અગ્રગણ્ય પુરૂષો અમારા મકાનમાં આવતા મેં જોયા છે. પ્રભુકૃપાથી સમાજમાં અમારૂં સ્થાન ઘણું ઉચ્ચ હતું. આર્થિક સ્થિતિ પણ બહુ સારી કહેવાય. મારા બાલ્યજીવનના નિર્દોષ આનંદો! એ સ્મરણો હું મારા જીવનમાં કેમ ભૂલી શકું !

મારી એક બ્હેન હતી. તેનું નામ માસા હતું. તે મારાથી ત્રણ વર્ષે નાની હતી. માતપિતાની શીતળ ગોદમાં, સ્નેહ અને લાડમાં, અમે બન્ને ભાઈબ્હેનો મોટાં થયાં. અમે ભાઈબ્હેને કોઈપણ જાતનું કષ્ટ જાણ્યું નથી, કે તકલીફ વેઠી નથી. અમારા પડતા શબ્દો ઝીલવા માટે કેટલાયે દાસદાસી સદા ખડે પગેજ રહેતા. અમારા દિવસો અત્યંત સુખ અને શાંતિમાં પસાર થતા હતા.

દિવસો વીત્યા, મહીનાઓ વીત્યા, વર્ષો વીત્યાં, અને હું એક દિવસ એ ઉમરે પહોંચ્યો જ્યારે મારે રશિયાના ઝારના ફરજિયાત લશ્કરી કાયદાને વશ થવાનું હતું. માતા પિતાનો સ્નેહ છોડયો, ભગિનીના દૈવી પ્રેમનો ત્યાગ કરવો પડયો, ઘરના એશઆરામ વીસરવા પડયા. મારે સ્વજનવિહોણા થઈ લશ્કરમાં ભરતી થવું પડયું અને ક્વીનસ્કુઈ નામના પ્રાંતમાં કઠણ જીવન ગાળવા જવું પડયું. અહીં પણ કમનશીબ યાહુદીઓ માટે ઉન્નત સ્થાને પહોચવાની આશા નહોતી. જાતિભેદને લઇને લશ્કરમાં અમારે માટે મોટા હોદ્દાઓ નહોતા. અમારે માટે તો હમેશાં પેદળ પલટણમાં પડી રહેવાનું, અને યુદ્ધના સમયે શત્રુઓની ગોળી ખાવા માટે મોખરે ઉભા રહેવાનું ! યાહુદી જાતિ માટે આજ નિર્માયલું !

મારા પિતાશ્રી આઇઝેક પ્રેઝેનર એક મોટા વેપારી હતા. સેન્ટ-પિટર્સબર્ગમાંજ તેમનો વેપાર ધમધોકાર ચાલતો હતો. હું અગાઉ દર્શાવી ગયો છું કે અમારી સામાજિક અને સ્થિતિ સારી હોવાથી મોટા પદવીધરો અને અમલદારો અમારે ત્યાં આવજા કરતા. મારા અને હું તો તે સુખના દિવસો વખતે બહુ નાની ઉમરનાં હતાં, છતાં એ આનંદના દિવસો મારી દૃષ્ટિ સન્મુખ આજે પણ તરી રહ્યા છે. હાહા ! કેટલાં વર્ષો પહેલાંની એ વાત ! કેટલાંયે વર્ષો વીત્યાં તો પણ એમજ લાગ્યા કરે છે કે એ સુખ ગઇ કાલનીજ વાત ન હોય ! દુઃખના દિવસોમાં સુખી દિનોની સ્મૃતિ કેટલી મધુર અને શાંતિદાયક લાગે છે !

મારા મારાથી ત્રણ વર્ષ નાની હતી મારા પિતા અમને બન્નેને ખુબ ચાહતા હતા. અમે ભાઇબ્હેન અમારાં માતાપિતાને તેમની આંખોની કીકીઓ સમાન હતાં.

ખિન્ન હૃદયે માતાની શિતળ છાયા છોડી, પિતાનું શિરછત્ર છોડ્યું, બ્હેનનો સ્વર્ગીય પ્રેમ છોડયો. હું સૈનિક બન્યો, ક્વીનસ્ફુઇ ગયો. મારા જીવનની માટી આ પ્રથમ વિદેશયાત્રા ! માતાપિતાની પ્રિય ગોદમાંથી નીકળીને મારા જેવું જીવન જેણે ગાળ્યું હોય તેનેજ એ જીવનની કઠોરતાનો ખ્યાલ આવી શકે. અનુભવી વિના અમારાં આ વિતકોની વાત બીજો ક્યાંથી જાણી શકે ? મેં આત્મસંયમ કેળવ્યો. સૈનિકનું કઠણ જીવન અપનાવી લીધું અને મારા કર્તવ્ય-પાલનના વ્રતમાં આનંદ માનવા લાગ્યો.

કેટલાક દિવસો વિત્યા અને મારા પર આ દૂરના પ્રદેશમાં આરેમાં ભારે દુઃખ આવી પડ્યું. મારા ઘરથી કાગળ પત્રો મળતા બંધ થઇ ગયા. મારી પ્રિય બ્હેન માસાની તબિયત કેવી હશે તેના પણ મને સમાચાર મળતા નહિ. આ સમયે મારી માનસિક વ્યથા કેટલી ભારે હતી તેનું હું શબ્દોમાં વર્ણન કરી શકું એમ નથી. ઇશ્વરકૃપાથી મને કોઇક કોઇક વખત બે અક્ષરોનો કાગળ ઘરથી મળતો, તે સમયે મને થતી આનંદતૃપ્તિ મારા જીવનમાં કેમ ભૂલી શકું ?

આ પ્રમાણે બે વર્ષ તો વીતી ગયાં. ત્રીજા વર્ષની શરૂઆતમાં એકાએક પત્ર મળતા બંધ થયા. મેં કેટલાયે પત્રો લખ્યા પરંતુ એકનો ઉતર નહિ ! સેંટપિટર્સબર્ગમાં મિત્રોને પત્ર લખ્યા પણ મારા જેવા અભાગીનો મિત્રોએ પણ ત્યાગ કર્યો. તેમના તરફથી યે પત્રનો જવાબ ન મળે ! થાકીને મેં વિચાર કર્યો થોડા દિવસની રજા લઇ હું ઘેર જઇ આવું. પરંતુ મને ઘેર જવાની પરવાનગી ન મળી. પછી મે મારા માતપિતાને તારો કર્યા, પણ લાચાર,

કંઇજ ખબર ન મળી ! અને દેશમાં જવાનો પણ કોઇ ઉપાય ન રહ્યો.

કેટલાક દિવસો આમ વિરહમાં પસાર થયા પછી મારો એક સહયોગી મિત્ર રશિયાનું એક પ્રસિધ્ધ દૈનિક વર્તમાનપત્ર 'ન્યુવેમિયર હાથમાં લઇ મારી પાસે આવ્યો. તેમાં છાપેલો એક ફકરો બતાવી મને પૂછ્યું, "આ ગૃહસ્થ તમારા કોઇ સગા તો નથીને ?" એ ખબર વાંચતાની સાથે મારૂં મગજ ચક્કર ચક્કર ફરવા લાગ્યું ! ચારે તરફ અંધકાર પથરાઇ ગયો ! આકાશમાંથી એક વજ્રપાત થયો ન હોય એવી મારી દશા થઇ ગઇ ! બન્ને હાથ માથે મૂકી હું જમીનપર બેસી ગયો. એ કેટલા દુઃખદ સમાચાર ! 'સેંટપિટર્સબર્ગના ઇસાકી મહોલ્લાના રહીશ યાહુદી આઇઝક પેઝનવ ઉપર નિહિલિસ્ટ હોવાનો સંદેહ પડવાથી અધિકારીઓએ તેને ઝાઇબિરિયામાં દેશપાર કર્યો છે.'

આ સમાચાર વાંચી મારૂં દિલ તૂટી ગયું. મારી અભાગિણી માતા ! મારી પ્રિય બ્હેન ! તમે ક્યાં હશો ? તમારી શી દશા ? તમને કોણ આશ્રય આપતું હશે ? મેં ફરી પાછી રજાની માગણી કરી. પણ મારા જેવા કરમ ફુટયાની ઇચ્છા ક્યાંથી તૃપ્ત થાય ? રજા નજ મળી. નોકરી છોડી નાસી જવાની પણ કોઇ યુકિત ન સુઝી. નાસી જવાનો પ્રયત્ન કરૂં તો રસ્તામાંજ પકડાઇ જવાની દરેક ક્ષણે ધાસ્તી ! એક વાતે મને ધીરજ આપી. તે વાત એ કે હવે મારે લશ્કરમાં ફરજિયાત તાલીમ લેવાના દિવસો બહુ ઓછા બાકી રહ્યા હતા. એ ધન્ય દિવસની હું કાગને ડોળે વાટ જોતો બેઠો. એ દિવસ પણ આવ્યો. હું લશ્કરી કવાયતમાંથી મુકત થયો, સીધો દેશ આવ્યો. પ્રિય માતા અને બ્હેનની શોધમાં ભટકવા લાગ્યો. તેઓ ક્યાં હશે ? તેમને કેવી રીતે અને ક્યાંથી શોધી કાઢું ?

મારી માતા અને બ્હેને પણ દુઃખો સહન કરવામાં બાકી ન રાખ્યું. એ કષ્ટોનું વર્ણન મારી બ્હેનના મ્હોંએથીજ મેં જેમ સાંભળ્યું તેમનું તેમ અહિં દર્શાવી દઉં

હું જ્યારે સૈનિક તરીકે જોડાયો ત્યાર પછી મહાન રશિયન સમ્રાટ્નો ક્રોધ અચાનક મારા પિતાશ્રી ઉપર ઉતરી પડયો. કોની ઉશ્કેરણીથી અને શાં કારણોથી એ બનવા પામ્યું તે તો ઇશ્વર જાણે. એક રાત્રે મારા ઘરમાં ધામધૂમથી નાચ ચાલી રહ્યો હતો. અનેક આબરૂદાર વ્યક્તિઓને ખાસ નિમંત્રણથી નોતરવામાં આવી હતી. રંગમાં ભંગ પાડવા તેજ રાત્રીએ છુપી પોલીસના છ માણસો મારા ઘરમાં ઘૂસી આવ્યા, અને મારા પિતાશ્રીને બાંધીને ઉઠાવી ગયા. મારા પિતાશ્રીને જરા પણ ખબર નહોતી કે એમને શા માટે પકડવામાં આવ્યા હતા. પરંતુ રશિયામાં આવા બનાવો કંઇ નવા ન હતા, તે તો રશિયન સરકારનું દરરોજનુંજ સ્વાભાવિક કૃત્ય થઇ પડયું હતું. એ સમયમાં રશિયાનો એકે માણસ દાવા સહિત એમ નહોતો કહી શકતો, કે 'આજ સાંજ સુધીમાં હું નજ પકડાઈ જાઉં!' પિતાજી પકડાયા! સર્વની ખાત્રી થઇ કે તેમને બચાવવાના કોઇપણ પ્રયત્નો હવે ફોગટ છે.

એ અઠવાડિયાં બાદ પિતાજીને કંઇ પણ પૂછયા વિના સાઇબિરિયાના અંતીમ પ્રાંતમાં તેમને દેશનિકાલ કરી દેવામાં આવ્યા. અમારી સર્વ માલમિલ્કત જપ્ત કરી લેવામાં આવી. સરકારના મોટા મોટા અમલદારોએ મારૂં ઘર લૂંટી લીધું. મારી માતા અને બ્હેનને ન મળે રહેવાનું સ્થાન કે ન મળે ખાવા માટે રોટલીનો એક ટુકડો ' હાથમાં ભિક્ષાપાત્રો લઇને રોટલીના ટુકડા માટે ભીખ માગ્યા સિવાય બીજો માર્ગ તેમને માટે ન રહ્યો. પ્રભુનો શો કોપ? ઝારનો શો સીતમ! મારી માતા, ભગિની અને પિતાજીની તહેનાતમાં અનેક દાસદાસીઓ

ચ્ડુંમાંથી પડેલો બોલ ઉઠાવવા ખડે પગે તૈયાર હોય એ દિવસો ક્યાં ગયા ? એ ઇશ્વરનો કોપ તો નહોતોજ. પણ તેજ કુટુંબને રશિયન સમ્રાટ્ની મનસ્વી ઇચ્છાથી બીજેજ દિવસે ભિક્ષાપાત્ર લઇને મહોલ્લે મહોલ્લે રોટલી માટે ભટકવું પડે ! આ બનાવથી મારા હૃદયને કેવો સખ્ત આઘાત પહોંચ્યો હશે તે વાચકો સ્હેજે સમજી શકશે. મારા અંતરના કોપનું વર્ણન હું નથી કરી શકતો. સેંટપિટર્સબર્ગમાં કોઈ પણ આદમીની તાકાદ નહોતી કે ઝારના ખોફમાં આવી પડેલા કુટુંબની એક અબળાને કે બાળાને તે આશ્રય આપી શકે. વળી તે ઉપરાંત અમારી જાતિ યાહુદી રહી ! ઉંદર, બિલાડી પાસે સહાયની આશા રાખી શકે, તો પણ યાહુદી, ખ્રિસ્તી પાસેથી સહાયની આશા નજ રાખી શકે. ભૂખથી મર્યા સિવાય બીજો ઉપાય મારી માતા અને બ્હેન માટે હવે ન રહ્યો.

મહાપરિશ્રમના થોડા દિવસો વિતાડયા બાદ મારી માતા સેંટ-પિટર્સબર્ગ છોડી મારી પ્રિય બ્હેન મારાને લઇ તીસલવ નામના શહેરમાં ચાલી ગઇ. મેસીલા પ્રાંતનું એ એક નાનું શહેર હતું. અહીં બન્નેએ શીવવા ગુંથવાનું કામ શરૂ કર્યું. એક વર્ષ મહામહેનત ઉઠાવી પસાર કર્યું. પરંતુ દુર્ભાગ્ય એમને છોડે એમ નહોતું. એક પછી એક વિપત્તિ શરૂ થઈ. વર્ષ પુરૂં થયું ન થયું ત્યાં તો ભયંકર દુષ્કાળ પડયો. માતાજી શીવી ગુંથીને જે ચીજો તૈયાર કરતાં તે વેચીને નિર્વાહ ચલાવતાં; પરંતુ જ્યાં હવે લોકોને ખાવાના વાખા પડવા માંડયા ત્યાં વિલાસની ચીજો કોણ ખરીદે ? ખપતના અભાવે મારી માતાનો ધંધો બંધ પડયો. તે સાથે આજીવિકાનું સાધન પણ નષ્ટ થયું. બન્નેને દિવસોના દિવસ ફરજિયાત અપવાસ કરવા પડયા. એજ

દુઃખી દિવસોમાં મને લશ્કરમાંથી મુક્તિ મળી; હું સીધો સેંટપિટર્સબર્ગ આવ્યો. મારા ઘરની આ વિષમ દશા જોઇને મારૂ હૃદય ચીરાઇ ગયું!

દિન પર દિન માતાજીનું શરીર ક્ષીણ થતું ચાલ્યું. હું અત્યાર સુધી સેંટપિટર્સબર્ગમાંજ હતો. પણ મને મારી પ્રિય માતાનો કે બ્હેનનો પત્તો ન લાગ્યો, તેઓ તો તીસલવ શહેરમાં એક વૃક્ષ નીચે ઝુંપડી બાંધી રહેતાં હતાં. ભૂખને લીધે માતાજીની આંખો ઉંડી ગઇ હતી. શરીરનાં બધાં હાડકાં ગણી શકાય એટલા બહાર નીકળી આવ્યાં હતાં. શરીરમાં શક્તિ નહોતી. લોહીનું નામ નિશાન સરખું યે નહોતું રહ્યું. હાડ માંસને રૂધીર ભરેલું એ શરીર નહોતું, તે તો માંસ અને રૂધીર વિનાનું હાડનું હાડપિંજરજ રહ્યું હતું. ભૂખથી રોબાઇ રીબાઇનેજ મરવાનુ તેમને માટે નિર્માણ થયલું હતું. આ દ્રશ્ય જોઇ કોનું હૃદય ન કંપે?

મારી પ્રિય ભગિની માસાનો સુંદર અને પ્રફુલ્લિત ચ્હેરો આ દુ:સહ્ય વેદનાથી મ્લાન થઇ ગયો, ખીલતું ગુલાબ કરમાઇ ગયું. વળી એ વખતે શરીરનાં એકેએક અંગને થીજાવી દે એવી શિયાળાની કકડતી ઠંડી! આવી સખ્ત ઠંડીમાં શરીરનું રક્ષણ કરવાનું સાધન માત્ર ચુલો હતો. પરતુ લાકડાં પુરાં થયાં હતાં અને લાકડાં કે કોલસા ખરીદવાને એમની પાસે એક રાતી પાઇ પણ નહોતી.

માસાનું સૌંદર્ય અનુપમ હતુ. તેની ૧૮ વર્ષની ભર યુવાવસ્થા હતી. તેને જોઇ સર્વ કોઇ કહેતું કે એ રત્ન કોઇ રાજમુકુટનેજ શોભે એવું હતું. કેટલું સુદર મુખડું! કેવાં તેજસ્વી અને ચેતનમય નયનો! જે કોઇ માસા તરફ પ્રથમ જોતું તેની નજર તેની આંખો પર ઠરતી. તેના પ્રત્યે સ્વાભાવિક પ્રેમ ઉત્પન્ન થતો. પરંતુ લાચાર! આ સૌંદર્યમૂર્તિની આજે શી દશા! એના માથાના કેશ વિખરાઇ

રહ્યા છે. તેને ઓળવા માટે કાંસકી સરખીયે એની પાસે નહતી. તેના સુકુમાર વદન પરનું નૂર ક્યાં ? એ દિવ્ય લાવણ્ય ક્યાં ઉડી ગયું ? એક સરોવરના અગાધ જલમાં ખીલી રહેલાં બે નીલકમલ જેવી એની આંખોનો ચમકાર આજે ક્યાં છૂપાઇ ગયો ? રોઇ રોઇને તે ચમકાર ધોવાઇ ગયો, આંખો લાલ અને નિસ્તેજ બની ગઇ. અને માતાજીનુ શું થયુ ? તેઓ એક ઘાસની પથારી ઉપર અંતની ઘડીઓ લઇ રહ્યા હતાં !

અને માતાની આવી હાલત જોઇ માસાથી શાંત કેમ બેસી રહેવાય ? તે માતાની પથારી પાસે ઘૂંટણ ટેકવીને બેઠી. માતાના મ્હોં નજીક પોતાનું મ્હોં લઇ જઇ અત્યંત વેદના અને આવેગથી રૂંધાતા કંઠે પૂછ્યું, "માતા, તને વધુ વેદના થાય છે?"

આ પ્રમાણે બોલીને અત્યંત કરૂણાજનક દ્રષ્ટિથી માસા માતાના તરફ ટસી ટસીને જોઇ રહી.

માતાજીએ અત્યંત ક્ષીણ અને તૂટયા ફૂટયા અવાજે જવાબ આપ્યો, 'વેદના' દીકરી, મને જરા પણ વેદના થતી નથી. મારી વેદના ફક્ત એટલીજ કે તને એકલીને આ જગતમાં નિરાધાર મૂકી હું ચાલી જાઉં છું. આ દુનિયામાં રહેવાનો મારો સમય સમાપ્ત થઇ રહ્યો છે. વિશેષ બોલવાની મારામાં શક્તિ નથી. પરમ દયાળુ પ્રભુ આ જગતમાં સર્વની રક્ષા કરે છે. તારી પણ તે મહાનુભવ રક્ષા કરશે. તેના પર વિશ્વાસ રાખજે, હંમેશા સત્યને માર્ગે ચાલજે. બની શકે તો તારી આ કમનશીબ માતાને કોઇક વાર યાદ કરજે."

માસાનુ કોમળ હૈયું ભરાઇ આવ્યું. તેણે રોતાં રોતાં કહ્યું, " માતાજી, તમે આવી વાત ન કરો. મને બહુ દુઃખ થાય છે..

તમે હમણા ન મરી જશો. મને એકલીને મુકી તમે કેમ જઇ શકો ? ''

મામા આટલું બોલી એકદમ ઉભી થઇ ગઇ. એ માતૃપ્રેમી અને કર્તવ્યનિષ્ઠા બાળા બોલી ઉઠી, 'માતા, તને હું ભુખથી રીબાઇને તો નજ મરવા દઉં. તારો પ્રાણ ઉગારવા માટે ખ્રિસ્તીઓ પાસેથી ભીખ માગવી પડશે તો તે પણ હું જરૂર માગીશ. હું એકજ ક્ષણમાં તારે માટે થોડું ખાવાનું લઇને પાછી આવું છું.''

એક મોટી ચાદર પોતાના શરીર પર ઓઢી મામા બહાર નીકળી પડી અને માતા તો મૃત્યુના બિછાનામાં સ્રતી સુતી. આંખો મીચી પોતાના પુત્ર અને પુત્રીના કલ્યાણ માટે પ્રભુ પ્રાર્થના કરતી રહી.

મામા મહોલ્લામા ભીખ માગવા લાગી. રસ્તામાં જે કોઇ મળ્યું તેની આગળ પોતાનો હાથ લંબાવ્યો. પણ યાહુદીઓની દશા શોચનીય હતી. તેમની પાસેથી એક મુઠી અન્ન મેળવવાની પણ આશા ન હતી, કારણ કે એ વર્ષથી મહા દુષ્કાળ પડી રહ્યો હતો. વળી રશિયાના પશ્ચિમ પ્રદેશમાં તો દુષ્કાળે ભીષણ સ્વરૂપ ધારણ કર્યું હતુ. ઘાસ અને ઝાડનાં પાંદડા પર લોકોએ ઉદર નિર્વાહ કરવા માંડયો. કેટલાક તો કોલસા પણ ખાતા ! પ્રાણ ટકાવી રાખવાનાં આ તે શા ફાંફાં ! બિચારા યાહુદીઓની દશા તો પાશાણ હૃદયના મનુષ્યોને પણ પીગળાવી નાંખે એવી હતી. નીચ ખ્રિસ્તી લોકોએ દેશ ભરમાં એવી વાત ફેલાવી મૂકી હતી કે આ દુષ્કાળ પડવાનું મુળ કારણ યાહુદીઓના પાપોજ છે. આવી સર્વવ્યાપી માન્યતાને પરિણામે યાહુદીઓ પર બધાનો ક્રોધ ઉર્ય્યો. કોઇપણ જાતના ગુન્હા વિના, રસ્તે ચાલતા ચાલતા સેંકડો યાહુદીઓનાં ખૂન થતાં. તેમના કન્યાઓ અને સ્રીઓ પ્રત્યે નીચ હુમલાઓ થતા. ધોળે દિવસે ખ્રિસ્તીઓ, યાહુદીઓનો માલ લૂંટી લેતા અને યાહુદીઓને ભીખારી બનાવી મૂકતા.

દેશની આવી મનોદશા હોય ત્યારે ખ્રિસ્તી પ્રજા યાહુદીઓને કુતરા જેવા ગણે, તેમની સાથે જાનવર જેવું વર્તન રાખે, એમાં પણ શું આશ્ચર્ય ? યાહુદીઓની જીંદગીની એ સમયે કશી કિંમત ન ગણાતી. ખ્રિસ્તીઓના આ જુલમોનો પ્રતિકાર કરવાની કોઇની હિંમત ન ચાલતી. છતાં જો કોઇ વિરોધ કરનાર નીકળી આવે તો તેની સ્ત્રી અને કન્યાને તેની સમક્ષ ખડી કરી, તેમની લાજ લૂંટવામાં આવે, તેમનાં સતીત્વનો નાશ કરવામાં આવે ! એક બાજુ યાહુદી લોકો ખ્રિસ્તી પ્રજાના આવા જુલ્મોના ભોગ થઇ પડયા, બીજી બાજુ દુષ્કાળ પોતાનું ભયાનક સ્વરૂપ પ્રકટાવી રહ્યો હતો. ખ્રિસ્તીઓ યાહુદીઓના ધન, માલ અને માન સાથે આ પ્રમાણે ખેલન કરતા. રશિયામાં જુલ્મનું સામ્રાજ્ય વ્યાપી ગયું ! શાંતિ દેવી રશિયાનો ત્યાગ કરી ભાગી ગઇ !

યાહુદીઓની ગરીબાઇને લીધે તેમના મહોલ્લામાંથી માસાને ભીખ મળે એ તદન અસંભવિતજ હતું. તેઓજ બિચારા ભૂખે ટળવળતા હોય ત્યા બીજાનું પેટ કઇ રીતે ભરી શકે ? અનેક યાહુદીઓ પોતાનાં ઘરબાર છોડી નાસી છૂટયાં હતાં અને જેઓ રહ્યાં હતાં તેઓ બિચારાની હાલત દુ:ખજનક થઇ પડી હતી. માસાએ એ મહોલ્લા-માંથી હતાશ થઇને બીજા મહોલ્લા તરફ પ્રયાણ કર્યું.

યાહુદીઓનો મહોલ્લો છોડી માસા બજારમાં ગઇ. બજારમાં પણ વેપાર બીલકુલ મંદ પડી ગયો હતો. દુકાનદારો દુકાન પર બેઠા બેઠા માખીઓજ માર્યા કરતા ! માસા બજારમાં થઇ આગળ ચાલી. કયાં જતી હતી તેનું તેને ભાન ન રહ્યું. અંતે એક તળાવની પાળ પર આવી પહોંચી. ત્યાં તેણે એક યુવાન ખ્રિસ્તી સુંદરીને જોઇ. તે ખ્રિસ્તી છોકરી એક કુતરાને પોતાના હાથમાંથી રોટલીના ટુકડા ફેંકી

ફેંકીને ગેલ કરી રહી હતી. કુતરો રોટલીના ટુકડાને ઝીલી લઇ કોઈ વાર ખાઇ જતો, તો કોઇવાર ધૂળમાં ફેંકી દેતો. આ દૃશ્ય જોઇ માસાએ વિચાર્યું કે આ સુંદરી પાસે જઇ રોટલીના ટુકડાની યાચના કરૂં તો કદાચ એકાદ ટુકડો મને મળી જાય. માસાને ભીખ માગવાનો જીંદગીમાં આ પહેલોજ પ્રસંગ હતો તેના હૃદયમાં આત્મસમાનની ભાવના જાગૃત થઇ. અરે ! રોટલીના એકજ ટુકડા માટે આજે મારે હાથ લંબાવવો રહ્યો ! કદી નહિ. પરંતુ બીજીજ પળે ભૂખે ટળવળતાં માતાજીનું સ્મરણ થયું. આત્મસંમાનનો માતૃભક્તિને ભોગ ચઢાવ્યો. માસાએ હિંમત ધરી, પેલી સુંદરી પાસે જઇને તે ફરી અત્યંત નમ્રભાવે વિનતી કરી, "બ્હેન, દયા લાવી મને રોટલીનો એક ટુકડો ન આપો ?"

આ શબ્દોની કરૂણતા પેલી સુંદરીને ન પીગળાવી શકી. તે તો ખડખડ હસવા લાગી. દાઝયા પર ડામ દેતી હોય તેમ તેણે ટાણો અર્યો, 'શુ તને રોટલી આપું ? તુ તો યાહુદી જાતિના છે. અને યાહુદીઓ કુતરાની બરાબર હોવાનુ તેં સાંભળ્યું છે ? આ કુતરાને હું એટલા માટે રોટલી ખવરાવી રહી છું કે એ કુતરો ખ્રિસ્તી છે ! એને હું ખવડાવું પણ તારા જેવી યાહુદી કુતરીને ખવરાવવુ એ પાપ છે !"

આ જવાબ સાંભળી માસા સ્તબ્ધ થઈ ગઇ. ત્યાંથી ચાલી જવાનો તેણે વિચાર કર્યો; પરંતુ મૃત્યુના મુખમાં પડેલી માતાનું શું ? તેની કરૂણાજનક સ્થિતિનો ખ્યાલ આવતાં પેલી સુંદરી સામે બે હાથ જોડી ગદ્‌ગદ્ કંઠે માસા વિનવવા લાગી, "બ્હેન, વધારે નહિ, એક નાનો સરખો ટુકડો આપો. હું મારે માટે નથી માગતી, પરંતુ ભૂખે મરતી મારી માતાને માટે યાચના કરૂં છું."

તે ખ્રિસ્તી યુવતીએ કહ્યું, "તારી મા ભૂખથી મરી રહી છે તેમાં મારે શું? મરતી હોય તો ભલે મરે, પૃથ્વી ઉપરથી એક યાહુદી સ્ત્રી ઓછી. યાહુદી જાતિ આ જગતને કલંકરૂપ છે. તારી મા મરે, સાથે તું પણ મરે, તો યે આ પૃથ્વી કંઇ રસાતાળ નથી જવાની. અહીંથી દૂર હઠ, હરામજાદી!" આટલું બોલી તે માસા ઉપર થૂંકી.

તેનું આવું નિર્દય વર્તન જોઇ માસાની આંખોમાંથી આંસુની રેલ વહેવા માંડી તેણે નિસાસો નાખ્યો. અરે, પ્રભુ! તારા સામ્રાજ્યમાં દીન, દુઃખી અને અનાથોની આ કેવી દુર્દશા? પોતાનું મ્હોં સાફ કરી, માસા ત્યાંથી આગળ ચાલી જૂએ છે તો તેની સામે એક અલમસ્ત પોલીસ પહેરો ભરતો હતો. તેનો ચ્હેરો જોતાંજ જણાઇ આવતું કે તે મહા અધમ નરપિશાચ હોવો જોઇએ. તેનું નામ ઓઇવન ઉિસનાવીચ હતું, તે પોલીસ જમાદાર હતો. તેનો ચહેરો જેટલો ભયંકર હતો, તેટલોજ તેનો અવાજ કઠોર હતો.

જમાદાર સાહેબે અતિ કર્કશ અવાજે માસાને પૂછ્યું, "કેમ રે છોકરી! અહીં ભટકવામાં તારી શી મતલબ છે!"

માસા બોલી, "મારી માતા મૃત્યુના મુખમાં પડી છે. તેને માટે રોટલીનો એકાદ ટુકડો મેળવવાનો પ્રયાસ કરૂં છું."

"તારી મા મરી રહી છે? ઓ હો! એનાથી રૂડું શું? જેટલા યાહુદી વધુ મરે તેટલું પૃથ્વીનું વધુ કલ્યાણ! ખ્રિસ્તીઓ પાસે ભીખ માગવાનો તમને લોકોને કશો અધિકાર નથી. સરીઆમ રસ્તા પર ભીખ માગવાના ગુન્હા માટે હું તને પકડી શકું છું તેનું તને કંઇ ભાન છે ખરૂં કે? છતાં પણ, જો તને થોડું ઘણું ખાવાનું જોઇતું

હોય તો સીધી ગવર્નર પાસે જા. કંગાળ લોકોને સહાયતા આપવા સમ્રાટ્ ઝારે થોડા પૈસા મોકલી આપ્યા છે. તેમાંથી તે તને થોડી મદદ આપશે. તેને કહેજે કે મેં તને તેની પાસે મોકલી છે."

માસાના આનંદનો પાર ન રહ્યો. આશામાં ને આશામાં તે ગવર્નરના બંગલા તરફ દોડી. પેલો બદમાસ જમાદાર હસ્યા અને મનમાંજ બોલ્યો, "ગવર્નર સાહેબની મારા પર આજે જરૂર મહેર ઉતરવાની. એનું શું સુંદર મુખડું! અને એ સિવાય ગવર્નર સાહેબને બીજું શું જોઇએ છે?"

આ ગવર્નરનો થોડો પરિચય કરાવી દઉં. ગવર્નરનું નામ જનરલ મર્ટીઆનફ હતું. સ્ટીસ લેવેલ પ્રાંતનો તે ગવર્નર હતો. યાહુદીઓ અનુભવથી કહેતા કે એ મહા દુષ્ટ અને લંપટ માણુસ હતો. એના આપખુદી ઝારની આપખુદી જેટલીજ જાણીતી હતી. એની ઇચ્છા એજ કાયદો! સેંકડો નિર્દોષ માણુસો એની રાજનીતિને લઇને સાઇબિરિયામાં દેશનિકાલ થયા હતા, અનેક ફાંસીને લાકડે લટક્યા હતા. પોતાના ખાનગી વ્યવહારમાં પણુ પોલીસની મદદથી અસંખ્ય નિરપરાધીઓને મોતથી પણુ વધુ કષ્ટો આપવામાં તેણે મણા નહોતી રાખી. તેમાંયે ખાસ કરીને યાહુદીઓને તો તે પીસીજ નાખતો. તેમના પર વેર લેવાના બ્હાના શોધી કાઢતો. કોઇ યાહુદી છોકરો કે છોકરી ગમે તેવા હલકા અધિકારીને જોતાં વેંત ટોપી ઉતારી સલામી ન ભરે તો તેને પકડી મંગાવી તે ફટકાની સજા કરતો.

આવા નિર્દય હૃદયહીન નરપિશાચ પાસે માસા ભીખ માગવા આવી પહોંચી.

માસા ત્યાં ગઇ તે વખતે ગવર્નર પોતાના આરામગૃહમાં પડ્યો પડ્યો રશિયાનું પ્રસિધ્ધ દૈનિક વર્તમાનપત્ર 'નવસ્તિ' વાંચતો હતો.

એક દરવાન તેની પાસે ગયો અને સલામ ભરી બોલ્યો, "એક યુવતી આપ નામદારની મુલાકાત ઇચ્છે છે. આપ તેને ન મળી શકો એમ વારંવાર કહ્યું, છતાં ત્યાંથી ખસવાની તે સાફ ના પાડે છે."

"મૂર્ખ, બેવકુફ, મને પૂછ્યા વિના તેને ચાલ્યા જવાનું તેં કેમ કહ્યું ?"

દરવાને સલામ ભરી કહ્યું," હજુર, એ એક યાહુદી છે. હજી દરવાજા પાસેજ તે ઉભી છે. સાઇબિરિયામાં દેશનિકાલ થયલા સેંટપીટર્સબર્ગના પ્રખ્યાત વેપારી પ્રેઝેનવની તે પુત્રી છે."

ગવર્નરે વિસ્મયતાથી હુકમ આપ્યો "જા, એને મારી પાસે લઇ આવ. અને તે જ્યાંસુધી અહીં હોય ત્યાં સુધી કોઇને પણ અંદર ન આવવા દેતો."

દરવાને હુકમ માથે ચઢાવ્યો. થોડી મીનીટમાં ધ્રુજતી ધ્રુજતી શંકાસ્પદ હૃદયે માસા ગવર્નરના આરામગૃહમાં દાખલ થઇ ગવર્નર પ્રથમથીજ દરવાજા પાસે જઇને ઉભો હતો. માસા અંદર આવી કે તરતજ દરવાજો બંધ કરી તાળું લગાવી દીધું અને ગંભીર અવાજે પૂછ્યું, "હે સુંદરી, શા માટે તું અહીં આવી છે ?"

માસાએ નમ્રતાથી જવાબ આપ્યો, "જમાદાર સાહેબે મને આપની પાસે મોકલી છે."

ગવર્નરે મલકાતાં મલકાતાં કહ્યું, "ઠીક. જમાદાર ઘણો સરસ માણસ છે. સુંદરતાની મૂર્તિઓનેજ પસંદ કરી તે મારી પાસે મોકલી આપે છે. હું તેના પર પ્રસન્ન છું."

ગવર્નરની વાત ન ગણકારતાં દુઃખીઆરી માસાએ તો પોતાની કથની શરૂ કરી. અત્યંત શોકાતુર વદને જણાવ્યું, "આજે જો કંઇ પણ ખાવાનું ન મળશે, તો મારી માતા મરી જશે."

ગવર્નરે ગંભીર થઇ કહ્યું, દુઃખી લોકોને મદદ આપવા સરકાર તરફથી મને પૈસા મળ્યા છે ખરા, પરંતુ તે ખ્રિસ્તી લોકો માટેજ છે. તમે લોકો તો યાહુદી છો. યાહુદી કુતરાઓને મદદ ન આપવી એવો સમ્રાટ્ ઝારનો હુકમ છે."

આ સાંભળી વ્યાકુળતા વધી. તેણે કરૂણાજનક સ્વરે વિનતિ કરી, "થોડી દયા કરો. આપ મહા પ્રતાપશાળી છો. મને થોડી મદદ કરો. પ્રભુ આપનું કલ્યાણ કરશે."

ગવર્નરે કહ્યું, "સુંદરી! તારી માતાનો પ્રાણ બચાવવાની મારામાં તાકાત નથી."

ગવર્નર પોતાની ખુરશી પરથી ઉઠયો અને ધીરે ધીરે માસાની નજીક આવ્યો. તેના હાથ પકડી દુષ્ટ નજરથી તેના પ્રત્યે જોવા લાગ્યો. માસાએ તરત હાથ છોડવી નાંખ્યો અને દૂર જઇ ઉભી. વાઘના મ્હોંમાં પડેલી હરિણીના જેવી માસાની સ્થિતિ થઇ પડી. પોતાના સતીત્વના રક્ષણ માટે તેણે પ્રભુને સંભાર્યા.

માસાના વર્તનથી ગવર્નર ક્રોધથી લાલચોળ થઇ ગરજી ઉઠયો "નિહિલિસ્ટ સંપ્રદાયમાં જોડાયેલો હોવાના કારણે જે નરાધમને સાઇબિરિયામાં દેશનિકાલ કરવામાં આવ્યો છે તેની સ્ત્રી અને પુત્રીને સમ્રાટ્ ઝારના પૈસામાંથી એક ફુટી બદામની પણ સહાય ન મળી શકે.

માસાએ આજીજી કરી, " પરંતુ હું દયાની ભિક્ષા માગવા આવી છું. દયા જાતિનો વિચાર નથી કરતી એ ખરૂં છે કે હું અને તમે જુદા જુદા ધર્મના અનુયાયીઓ છીએ. પરંતુ આપણે એકજ સમ્રાટ્‌ની પ્રજા છીએ. મહાપ્રતાપી ઝાર અમારા સર્વના પિતાતુલ્ય છે."

"સમ્રાટ્ તમારા પિતા બરાબર છે તેથીજ તારા પિતાએ તેમનું ખૂન કરવાના કાવત્રામાં ભાગ લીધો હતો કેમ ?"

ગવર્નર સાહેબની આ જુઠી વાત સાંભળી માસા ઉત્તેજીત બની બોલી, "વાત તદન જુઠી છે. મારા પિતાના શત્રુઓએ તેમની સામે ખોટું તરકટ રચી કહાડયું છે અને તેમને પકડાવ્યા છે. કોઇ પણ જાતનો વિચાર કર્યા વિના તેમને સાઇબિરિયામાં દેશપાર કર્યા છે."

ગવર્નરે આવેશમાં આવી કહ્યું, "હરામજાદી, મારી સમક્ષ તું આવી બેઅદબ વાત કરવાનું સાહસ કરે છે? હું જોઇ શકું છું કે તું પણ નિહિલિસ્ટ પંથમાં ભળેલી છે. મને ચોખ્ખું માલમ પડે છે કે આ દેશનાં રાજતંત્ર ઉપર તારો પણ વિશ્વાસ નથી."

માસાને હવે વિચાર આવ્યો કે ગવર્નર આગળ ન કહેવાની વાત કહેવાઇ ગઇ. ગર્વનરને શો જવાબ આપવો તેના વિચારમાં તે પડી.

માસાને બરાબર સકંજામાં ફસાયલી જોઇ ગવર્નર મનમાં ખુબ રાજી થયો.

માસાને પોતાના દુષ્ટ વિચારને અનુકુળ કરી લેવાના આશયથી કંઇક નમ્ર થઇ જઇ તેણે કહ્યું, "સુંદરી! એકાએક જે વાતો તેં કહી નાંખી છે એ માટે ગભરાવાની કંઈ જરૂર નથી. તારા માત્ર આજ અપરાધ માટે હું તને સાઇબિરીઆ દેશનિકાલ કરી શકું. પરંતુ સુંદરી, હું તારા ઉપર મુગ્ધ છું. હું જરૂર તને સુખી કરીશ."

ગવર્નરની આ વાત પર બીલકુલ લક્ષ ન આપતાં માસાએ કહ્યું, "આપ મને કંઇ ભિક્ષા આપવાના છો કે નહિ એજ હું જાણવા માગું છું." આટલું કહેતાં કહેતાં તો માસાની આંખમાંથી આંસુની ધાર વહી નીકળી.

ગવર્નર માસાના સુંદર મુખ તરફ વિસ્ફારિત અને કામી નયનોથી દ્રષ્ટિ નાંખી તેને પોતાના બાહુમા જકડી લીધી. એ નરપિશાચના પંજામાંથી છૂટવાને તરફડતી હરિણી જેવી માસાને ગવર્નરે પોતાનો પાપી વિચાર જણાવ્યો.

ગવર્નરની આ પૈશાચિક માગણીથી માસા કંપી ઉઠી. પાગલ મનુષ્યની માફક તે બોલી ઉઠી, "નહીં, નહીં, અસંભવિત. એમ કદી બની શકશે નહિ. આપ મારે મન પિતા તુલ્ય છો, હું આપની પુત્રી છું. મને છોડી દો. હવે તમારી વધુ મદદ મારે નથી જોઈતી. હે પ્રભુ! દીનબન્ધુ! અનાથોના નાથ! આ અભાગિનીનું રક્ષણ કરો!"

ગવર્નર કર્કશ અવાજે બરાડી ઉઠયો, "શું તું મારૂં કહેવું નહિજ માને"

માસાએ નિશ્ચય કર્યો કે આ પાપીને ડરાવ્યા વગર કામ પાર પડે એમ નથી. ક્રોધાવેશમાં ભૃકુટી ચઢાવી તેણે કહ્યું, "નરાધમ! તારી બેહુદી અને પાપી માગણીને તાબે થવા કરતાં કરાળ કાળને

આલિંગન દેવું મારે માટે બહેત્તર છે. પ્રજાની રક્ષા અર્થે પ્રભુએ તને આ પદ આપ્યું છે. પરંતુ રક્ષકને બદલે ભક્ષક થઇ તું આજે અત્યાચાર કરી રહ્યો છે. શરમ છે તારા જેવા પિશાચોને"

આ શબ્દો સાંભળતાંજ ગવર્નરનો ક્રોધાગ્નિ ભભૂકી ઉઠયો. માસાને ઉંચકી ત્રણ ચાર હાથ દૂર જમીન ઉપર પટકી નાંખતા તે બોલ્યો. 'વ્યભિચારિણી ! મારા જેવાને આવા શબ્દો સંભળાવવાની ધૃષ્ટતા પણ તું કરી શકે છે? ચાલ, મારી નજરથી હમણાને હમણાં દૂર થા. જો એક પળ પણ થોભીશ તો લાત મારી તારું મ્હોં તોડી નાંખીશ.'

પારધીની જાળમાંથી છૂટેલી હરિણીની જેમ રડતી કકળતી માસા સમ્રાટ ઝારના પ્રતિનિધિના ઓરડામાંથી જીવ લઇને ભાગી.

માસા ઓરડામાંથી બહાર નીકળી કે તરતજ ગવર્નરે વીજળીની ઘંટડી વગાડી. ઘંટડીના અવાજથી ઓરડો ધમધમી રહ્યો. ગવર્નર સાહેબ આ અવાજથી ઉત્તેજીત થઇ બોલી ઉઠયો, "આ સ્ત્રીને આમ જતી કરવી એ યોગ્ય નથી. ખરેખર એ પરમસુંદરી છે. એને પ્રાપ્ત કરીનેજ હું સુખી થઇ શકીશ. પરંતુ તે જણાય છે નાગણ જેવી. કોઇપણ યુક્તિ પ્રયુક્તિથી એને ઠેકાણે તો લાવવીજ પડશે."

ગવર્નરના પંજામાંથી મુક્ત થઇ ભિક્ષા માટે ઘરઘર રખડયા છતાં માસાને એક મુઠી પણ અનાજ ન મળ્યું. બધી બાજુથી નિરાશ થઇ પોતાની ઝુંપડીમાં જઇ તેણે જોયું તો તેની માતા સંસારનાં સર્વ દુઃખો અને ઉપાધિઓથી મુક્ત થઇ પરમાત્માના દરબારમાં રજુ થઇ ગઇ છે.

સંધ્યા સમય થઇ ગયો હતો. ચંદ્ર અમૃતધારા વરસાવી રહ્યો હતો. આકાશમાં ચોગમ ચાંદની ચમકી રહી હતી. પોતાની મૃત્યુવશ માતાના શબ આગળ બેસી માસાએ ઘણો વખત સુધી પ્રભુ પ્રાર્થના કરી. પ્રાર્થના કરતાં કરતાં એ ગદ્‌ગદ્‌ થઇ ગઇ. દેહભાન ભૂલી છાતીફાટ રૂદન કરતી માસા પોતાની માતાના શરીર ઉપર મૂર્છાવશ થઇ પડી.

બરાબર આજ વખતે એક માણસ ઝુંપડીમાં ધીમે પગલે દાખલ થયો અને માસાની પછવાડે નિરવ ઉભો રહ્યો. ફરી રડીને અંતરનાર હલકો કરી કઇક આવેશમાં આવી તે બોલવા લાગી "આ લોકો કેવા નિર્દય અને ક્રુર છે. અમારા ઉપર આટ આટલાં દુઃખો પાડવાં છતાં એમને અમાર માટે કઇ પડીજ નથી. ખરેખર આ સર્વ દુઃખોનુ મૂળ કારણુ સમ્રાટ ઝારજ છે. મારી માતાનો એજ ઘાતક છે. પિતાજીને દેશપાર કરી અમારૂં સર્વસ્વ તેણે લીધું છે. આજે અમે ઘરબાર વિનાના થઇ પડયાં છીએ. એના આવા ઘોર અત્યાચારોને પરિણામેજ અમે કાળના મુખમાં હોમાતાં જઇએ છીએ. ગરીબોનાં રકત ચૂસી લેવામાંજ ઝારનુ ઝારપણુ આવી રહ્યું છે. સમ્રાટ્ ઝાર મનુષ્ય છે કે રાક્ષસ?" એકાએક આકાશ તરફ દૃષ્ટિ ફેંકી અને હાથ જોડી માસા બોલી "હે પ્રભુ! હવે હું શું કરૂં? પિતા સાઇબિરીઆમાં દેશપાર થયા. માતા આજે મૃત્યુ શરણ થઇ છે, અને ભાઈ પરદેશ વસે છે. હું અટુલી છું, અનાથ છું. કયાં જાઉં? શું કરૂં? હે દીનાનાથ આવા વિષમ સંજોગોમાં તમે પણ મને છોડી દીધી?"

એજ વખતે પાછળથી ખડખડાટ હસવાનો અવાજ આવ્યો. કેવું ભયંકર અને નિષ્ઠુર હાસ્ય! જાણે એક અનાથ, અસહાય

યુવતીને ભગવાન ઉપર આધાર રાખતી જોઇ શેતાન વ્યંગમાં હસતો ન હોય ! માસાએ પાછળ જોયું તો ગવર્નર સાહેબ !

ગવર્નરે હસીને કહ્યું " સુંદરી હમણાં તો કંઇ ભારે રાજભક્તિ બતાવી રહ્યાં હતાં ! હું તમારી બધી વાતો સાંભળી ચૂકયો છું. "

માસાએ ગભરાઇ જતાં કહ્યું, " તમે-તમે અહીંઆ કેમ આવ્યા છો ? "

ગવર્નરે કહ્યું " હું અહીં કેમ આવ્યો છું તે તું જાણવા માગે છે ? તો જાણી લે કે આ તારૂં સુંદર રૂપ હું ભૂલી શકયો નથી. હું તને સાચેજ ચાહું છુ. " આમ કહી ગવર્નરે માસા તરફ પોતાના હાથ લંબાવ્યા.

ગવર્નરથી દૂર હઠી જઇ તિરસ્કારથી માસાએ કહ્યું, "દુષ્ટ ! તેં મારો અહીં સુધી કેડો લીધો છે ? આ મારી માતાના પવિત્ર મૃતદેહ સમક્ષ મને નિરાધાર જોઇને તું આવી નીચ વાતો કરતાં શરમાતો નથી ? શું તું તદન મનુષ્યત્વહીન થઇ ગયો છે ? શું તું નથી જાણતો કે અનાથનો રક્ષક પરમાત્મા આ બધું જોઇ રહ્યો છે!"

ગવર્નરે તેની મશ્કરી ઉડાવતા કહ્યું, "વાહ ! વાહ ! યાહુદીની છોકરી ! તું ખૂબ ધર્મોપદેશ આપી રહી છે. આટલું ધર્મજ્ઞાન ક્યાંથી સંપાદન કર્યું ? આજકાલ ફકત ધર્મજ્ઞાનથી પેટ નથી ભરાતું. જો ભરાતું હોત તારી માતા આમ ભૂખે તરફડીને મરી જાત નહિ. હજી તું નાદાન છે, સારાસારનો વિચાર હજી તારામા નથી, તું મારૂં કહ્યું માન. એમ કરવાથીજ તારૂં કલ્યાણ થશે."

"જ્યારે પ્રભુએજ મારાં સર્વ સુખ અને આનંદ છીનવી લીધાં છે તો પછી દુનિયાનો કોઇ મનુષ્ય મારૂં શું ભલું કરી શકવાનો હતો ? સંસારનાં સર્વ બન્ધનો તૂટયાં છે, કૃપા કરી મને

લલચાવવાના પ્રયત્નો કરવાનું હવે માંડીજ વાળો. ધર્મના ત્યાગ કરતાં મૃત્યુ મને વહાલું છે.”

“હજીએ પાછી એની એજ વાત”

“મારો નિશ્ચય અચળ છે. યાદ રાખો મરી ફીટવાનું હું આનંદથી સ્વીકારીશ, પરંતુ ધર્મનો ત્યાગ તો હરગીઝ નહિ. આ વખતે તો માત્ર મૃત્યુજ મારો મિત્ર અને આશ્રયદાતા છે.”

આટલું કહેવા છતાં પણ આ નરપિશાચને કંઇ અસર ન થઇ. માસાને અનેક પ્રકારનાં પ્રલોભનોમાં ફસાવવાનો એણે પ્રયત્ન કરવા માંડ્યો. સુંદર ભવિષ્યની સ્વપ્નસૃષ્ટિનું શબ્દચિત્ર તેણે માસા સમક્ષ રજુ કર્યું. પરંતુ વ્યભિચારી મનુષ્યોના મિથ્યા બકવાદ સતી સ્ત્રીના પવિત્ર હૃદયને શી અસર કરી શકે ? ગવર્નરની આવી વિચિત્ર નીચ વાતો સાંભળી સાંભળી માસાની ધીરજ ખૂટી. અત્યંત ક્રુદ્ધ થઇ તેણે કહ્યું, “લાલચોમાં ફસી જઇને હું ધર્મને તિલાંજલિ આપીશ અને તારા જેવા નરપિશાચનો આશ્રય ગ્રહણ કરીશ એ વાતનો સ્વપ્ને પણ ખ્યાલ કરવો છોડી દેજે. તારા જેવા ધર્મજ્ઞાનહીન, અવિચારી અને લમ્પટ કર્મચારીઓના દોષથીજ અમારો નાશ થઇ રહ્યો છે. તમે લોકોજ અમારી માલ મિલ્કત લૂંટનાર લૂંટારાઓ છો. આવી સ્થિતિ છે ત્યાં શું હું તારી પાસે કૃપા ભિક્ષા માગું ? હું જાણું છું કે તારી આજ્ઞાનો અનાદર કરનાર ક્રૂર શિક્ષા અને અવર્ણનીય યાતનાનો ભોગ થઇ પડે છે. તારી પાપી વૃત્તિ ન પોષવાના ગુન્હા બદલ અનર્સને તેં સાઇબિરીઆ દેશપાર કરી. તારા પંજામાંથી એક અસહાય બાળાનું રક્ષણ કરવાના ગુન્હા માટે તેં સુબારકને ફાંસી દીધી

હતો. એવી કઇ વાત છે જે હું નથી જાણુતી ? તારા ઘોર કૃત્યો પ્રતિપળે મારી દ્રષ્ટિ સમક્ષ તરવરી રહે છે."

ગવર્નરે ભાપણુ ગર્જના કરી કહ્યું "હરામજાદી ! ચુપ રહે ! આટલી ધૃષ્ટતા ! આટલું સાહસ !"

છંછેડાયલી નાગણુ જેવી માસા ત્રાડી ઉઠી "શા માટે ચુપ રહું ? તું મારૂં અપમાન કરે અને હું ચુપચાપ તે સહી લઉ ? મને તું સુખ અને ઐશ્વર્યનો લોભ બતાવવા આવ્યો છે ? અરે શયતાન ! કેટલાએ યાહુદી કુટુમ્બોમાં તારા અત્યાચારોથી દુ:ખના નિશ્વાસો નીકળ્યાજ કરે છે. કેટલાંએ સુખી જીવનમાં તેં હંમેશને માટે આગ લગાડી છે. આજે હું તારી પાસે એક મુઠી અન્ન માગવા આવી. મને એકલી દેખી તેં મારા ઉપર બળાત્કાર કરવા પ્રયત્ન કર્યો. અરે ઓ નરાધમ ! જો આ તારી નિષ્ઠુરતાનું પરિણામ !" આમ કહી માસાએ પોતાની માતાનો મૃતદેહ તેને બતાવ્યો.

ક્રોધથી લાલચોળ થઇ જઈ માસાની ગર્દન પકડી ગવર્નર બોલ્યો "હું અહીં તારૂં ભાષણુ સાંભળવા નથી આવ્યો. આજે મારા પંજામાંથી કોઇપણુ તારૂં રક્ષણુ કરી શકે એમ નથી. હું આજે મારી ઇચ્છા–કામના પૂર્ણુ કરીશ."

માસાએ દીનભાવથી કહ્યું " મને છોડી દો. અરે ! કોઇ છે ? આ રાક્ષસના હાથમાંથી મારૂં રક્ષણુ કરનાર કોઇ છે ?"

ગવર્નરના શરીરમાં અતૂલ બળ હતું. આવા પ્રચંડ શરીર આગળ કોમળ કન્યા શી રીતે પોતાનું રક્ષણુ કરી શકે ? માસાએ છૂટવા માટે હાથ પગ પછાડયા. પોતામાં હતું એટલું જોર અજમાવ્યું પણુ નિષ્ફળ નીવડી. આખરે નિરાસ અને હતાશ થઇ જમીન પર પડી.

વાંકા વળી ગવર્નરે તેને ઉઠાડવા માંડી એજ વખતે એના ગજવામાંથી પીસ્તોલ જમીન ઉપર પડી ગઇ. પણ ગવર્નર સાહેબને એનું ભાન ન રહ્યું.

એકદમ પીસ્તોલ હાથમાં લઇ માસા ઉભી થઇ ગઇ. ગવર્નરના તમાચાથી એના મ્હોંમાંથી લોહી વહી રહ્યું હતું પરંતુ તેની પરવા ન કરતા તેણે અત્યંત કુપિત થઇ કહ્યું "શું તું મને નહિ છોડે?"

"કદી નહિ. મારી મુરાદ બર આવ્યા વગર નજ છોડું."

એકાએક માસાના હાથમાં પીસ્તોલ જણાઇ. ગવર્નર સાહેબનાં ગાત્ર શિથિલ થઇ ગયાં. પીસ્તોલ ઝુંટવી લેવા તેણે બહુએ ફાંફાં માર્યાં પણ ફાવ્યો નહિ. પીસ્તોલનો ઘોડો દબાયો, ગોળી છૂટી, ગવર્નરના ખભા ઉપર ઘા કરી ગોળી પસાર થઇ ગઇ, મુર્છિત બની ગવર્નર જમીન ઉપર પટકાઇ પડયો.

ગવનર સાહેબના ક્રોધની સીમા ન રહી. એને વધુ ઇજા નહોતી થવા પામી. લોકોએ દોડી આવી એના જખ્મ ઉપર પાટો બાંધી દીધો. ગવર્નર સાહેબે માસાને કેદમાં પૂરવાનો હુકમ કર્યો અને બીજે દિવસે એને પચાસ ફટકા મારવાની સૂચના આપી.

બીજે દિવસે સવારે માસાને કેદખાનામાંથી બહાર કહાડવામાં આવી અને નાનકડી લશ્કરની ટુકડીના પહેરા હેઠળ એને બજારમાં લાવવામાં આવી. બજારની વચમાં એક માચડો બાંધવામાં આવ્યો હતો. આ માચડા સાથે માસાના હાથપગ બાંધી ફટકા મારવાના હતા. જાહેર રીતે ફટકા મારવાનો મૂળ હેતુ એ હતો કે ગવર્નર ઉપર હાથ ઉઠાવનાર યા તેની વિરૂદ્ધ વર્તનાર કેવી શિક્ષાને પાત્ર થાય છે તે લોકો જુએ.

આ ભયંકર દૃશ્ય જોવાને હજારો માણસો ત્યાં એકઠા થઇ રહ્યા હતા. એક યાહુદીની છોકરીને ફટકા મારવામાં આવનાર છે એ સમાચાર જાણી યાહુદીઓના વૈરી જેવા ખ્રિસ્તીઓ સંખ્યા બંધ એકઠા થતા હતા. જોનારાઓમાં ઉત્સાહ ફેલાઇ રહ્યો હતો. અને વારંવાર તેઓ આનંદથી બૂમ પાડી ઉઠતા હતા.

સિપાઇઓથી ઘેરાયલી માસા સ્થિર ચિત્તે માચડા સમક્ષ આવી ઉભી. પોતાની ચારે તરફ માણસોને એકઠા થએલા જોઇ તેમના તરફ એને અત્યંત તિરસ્કાર આવ્યો.

માસાને પકડીને સિપાઇઓએ એને માચડા હપર ખેંચી લીધી અને એના વાંસા પરનું વસ્ત્ર કમર સુધી ફાડી નાખ્યું. પ્રેક્ષકોએ આ ભીષણ કૃત્ય જોઇ હર્ષનાદ કર્યો.

સિપાઇઓએ એના હાથ પગ રસીથી બાંધી લીધા કે જેથી તે જરાયે ચસકવા ન પામે. ફટકા મારનાર માણસ ચામડાની એક મજબુત ચાબુક લઇ આવી ઉભો અને આજ્ઞાની રાહ જોવા લાગ્યો. ગવર્નર સાહેબ પણ ખભા ઉપર પાટો બાંધી આ તમાસો જોવા પધાર્યા હતા. તેણે અત્યંત કર્કસ અવાજથી કહ્યું " શા માટે મોડું કરો છો ? ચલાવો. તમારૂં કામ શરૂ કરો. "

પ્રેક્ષકગણ શાંત અને એકચિત્ત થઇ આ કોમળ દૃશ્ય-કારના કર્મચારીઓનું મહાપરાક્રમ--નિરખવા લાગ્યા. સડસડાટ ચાબુકનો અવાજ થયો. દુઃખથી માસા બૂમ મારી ઉઠી. આખરે નિરૂપાય થઇ બીજો કોઇ બચવાનો માર્ગ ન જોતાં શાંત થઇ રહી.

ચાબુક સડસડાટ માસાની પીઠ પર પડી રહી હતી. માસાની પીઠમાંથી લોહીની ધાર વહી નીકળી. ચાબુક મારનારનાં કપડાં, મ્હોં

હાથ વગેરે શરીરનાં બધાં અંગો પણ માસાના શરીરના લોહીથી લાલ થઇ ગયાં.

પરંતુ તે છતાં ચાબુકનો મારો તો ચાલુજ રહ્યો. એ કસાઇનું મ્હોં જોતાંજ જણાઇ આવતું કે એના હ્રદયમાં દયા, અનુકમ્પા કે એવી કોઈ લાગણીને સ્થાનજ ન હતું.

સીગારેટ પીતાં પીતાં ચાબુક મારનારે ચાબુક ઉગામી તેજ વખતે હું ત્યાં જઇ પહોંચ્યો. જ્યારે સૈનિક તરીકે મારૂં કામ પૂરૂં થયું ત્યારે હું ઘેર પાછો ફર્યો અને ઘેર મારી મા કે માસા કોઇ ન મળવાથી તેમની શોધમાં હું અહીં આવી ચઢ્યો. મને આગલેજ દિવસે બધી ખબર મળી ચૂકી હતી. માસાને માચડાપર બાંધેલી જોઇ મે તેને તરતજ ઓળખી કહાડી. એકદમ જગ્યા કે વખત, કશાનું ભાન ન રાખતાં ગવર્નર સાહેબના મોં ઉપર મેં જોરથી એક મુક્કો લગાવ્યો અને મારી પ્રાણાધિક માસાને છોડવવા માટે કૂદીને માચડા પર જઈ પહોંચ્યો.

પરંતુ એકજ પળમાં હું નિર્બળ અને અશક્ત થઈ પડયો. ગવર્નર સાહેબના નોકરોએ મને બાંધી લીધો. મારા આવા વર્તનથી અપમાનિત અને ક્રોધાયમાન થઇ ગવર્નર સાહેબે મને ૩૦ ફટકા મારવાનો હુકમ ફરમાવ્યો.

માસાને માચડા ઉપરથી દૂર કરવામાં આવી અને તેની જગ્યાએ મને તતડાવીને બાંધી દેવામાં આવ્યો. મેં માસાની તરફ જોયું તો તે બેશુદ્ધ થઇ પડી હતી. તેના શરીરમાં પ્રાણ છે કે કેમ તે પણ હું સમજી શકયો નહિ.

ગવર્નર સાહેબની આજ્ઞા અનુસાર મારા વાંસા ઉપર સડાસડ ચાબુક પડવી શરૂ થઇ. હા! ચાબુકના ફટકાથી શરીરમાં કેટલી વેદના

ચતી હતી ! મારી પીઠ ફાટી ગઇ. તેમાંથી લોહીના ફુવારા ઉડવા લાગ્યા. મારૂં આખું શરીર લોહીથી તરબોળ થઈ ગયું. પ્રાણ નીકળી જશે કે શું એમ ઘડીભર મને લાગ્યું. કોઇએ જાણે અણીદાર છરી મારી પીઠમાં બેસી દીધી હોય એવું મને દુઃખ થઇ રહ્યું હતું. મારૂં માથું ધમધમી ઉઠયું. તે પછી હું બેહોશ થઇ ગયો અને શુ બન્યું તે જોઇ કે જાણી શકયો નહિ.

શુધ્ધિમાં આવતાં મને માલમ પડયું કે હું જેલની ઇસ્પીતાલમાં પડેલો છું. એક સિપાઇ મારી પાસે બેસી મારા વાંસા પરના ઘા ઉપર મીઠાનું પાણી છાંટી રહ્યો હતો. આ ભયંકર વેદના સહન કરતાં કરતાં મેં તે સિપાઇને માસાના સમાચાર પૂછયા. તેણે કહ્યું "ધીમે ધીમે તે પણ સારી થતી જાય છે." આ સાંભળી મેં ઇશ્વરનો આભાર માન્યો અને મારા ભોગે માસાની રક્ષા કરી શકયો એથી મને ભારે આનંદ થયો.

એક દિવસ કેદખાનામાં ફકત થોડાક મીનીટ માટે માસા સાથે મારી મુલાકાત થઇ હતી. તે વખતે હું અત્યાર સુધી લખતો આવ્યો છું તે શોચનીય ઇતિહાસ તેણે મને સંભળાવ્યો હતો. એ દિવસ પછી સાંભળવામાં આવ્યું કે ગવર્નર સાહેબે એવું સાબીત કરી દીધું છે કે અમે બન્ને ભાઇ બ્હેન નિહિલિસ્ટ સંપ્રદાયના છીએ, દેશના દુશ્મન છીએ. એટલા માટે " એ બન્નેને જીંદગી પર્યંત દૂરના પ્રદેશ સાઇબિરીઆનાં જંગલોમાં દેશનિકાલ કરવામાં આવે છે " એવો ગવર્નર સાહેબે હુકમ બહાર પાડયો.

આ સાંભળી મેં તેજ દિવસે પ્રતિજ્ઞા કરી કે આ જુલ્મ અને અત્યાચારનો બદલો હું જરૂર લઇશ. હું નિહિલિસ્ટ સંપ્રદાયમાં

દાખલ થઇ, જોઇશ કે અડધી પૃથ્વીનો ધણી, મહાપ્રતાપશાળી, સ્વચ્છંદી રશિયાના સમ્રાટને હું કંઈ નુકશાન પહોંચાડી શકું છુ કે નહિ? અને એના મંત્રીમંડળના અભિમાન અને સત્તાને ચૂર્ણવિચૂર્ણ કરી શકું છું કે કેમ?

વાચક! તે દિવસથી મારી આખી જીંદગી દરમિયાન હું મારી પ્રતિજ્ઞા એક ક્ષણભર પણ ભુલ્યો નથી.

# પ્રકરણ બીજું

સેંટપિટર્સબર્ગના કેદખાનાની એક દુર્ગન્ધમય, અંધારી અને સાંકડી કોટડીમાં હું છ માસ સુધી બંદીવાન રહ્યા. એ કોટડીમાં હું એકલોજ હતો. એ વખતે હુ અસંખ્ય યાતના ભોગવી રહ્યો હતો. મારા દેહમાં તાકાત ન હતી, જાનમાં ઉલ્લાસ ન હતો. પરંતુ આ બધાં દુઃખોમાં દટાયલો હોવા છતાં હું મારી પ્રતિજ્ઞા તો નજ ભૂલ્યો. કેટલીક વખત મારા મનમાં એ પ્રશ્ન ઉઠતો કે જો આવી સજા હજી કેટલાક દિવસ સુધી ભોગવવી પડશે તો કદાચ હું મરણ પામીશ કે ગાંડો થઇ જઇશ. કમતાકાતને લીધે હું કોઇ પણ જાતની તકલીફ ઉઠાવી શકતો નહિ અને વારંવાર બેહોશ થઇ જતો.

એકાએક એક દિવસ મને ખબર મળી કે મારે બીજા કેટલાક કેદીઓ સાથે સાઇબિરીઆ તરફ પ્રયાણ કરવાનું છે.

આ પછી ત્રીજે દિવસે બરાબર મધ્યરાત્રે અમે અમારી મુસાફરી--યાત્રા શરૂ કરી. આ લાંબા અને વિકટ માર્ગમાં ચાલતાં ચાલતાં અમારા ઉપર જે જે વિપત્તિઓ પડી, અમારે જે જે કષ્ટો સહન કરવાં પડયાં તેનું વર્ણન કરવાનું અત્રે સ્થાન નથી.

આશરે સો સ્ત્રી પુરૂષ કેદીઓએ સાથેજ કેદખાનું છોડયું હતું. અમારાં બધાનાં હૃદયોમાં નિરાશાએ ઘર કર્યું હતું. અમારા હાથમાં લોખંડની સાંકળો હતી. પગમાં મોટી મોટી બેડીઓ જકડવામાં આવી હતી એટલે દોડવાનું તો બાજુએ રહ્યું પણ અમે બરાબર ચાલી પણ શકતા નહિ. બેડીઓના ઘસારાથી કેટલાક માણસોના પગ લોહી લુહાણ થઇ ગયા હતા. ચાલતી વખતે બેડીઓ વારંવાર અથડાતી. અમારી આગળ પાછળ જીવતા જાગતા પિશાચો જેવા સિપાઇઓ ચાલી રહ્યા હતા. ચાલવામાં જરા જો ચૂક થઇ કે ચાબુકનો સપાટો તરતજ પડવાનો. પહેરવા માટે ખાખી કપડાં અમને મળ્યાં હતાં. અને અમારા પગમાં દશેરીઆ જોડા પહેરાવવામાં આવ્યા હતા. બધા કેદીઓને ઓઢવા માટે જાનવરનાં ચામડાં આપવામાં આવેલાં. જે જે અમારા જેવા કમનશીબ મનુષ્યોને દેશનિકાલની સજા થાય છે તે બધાને આવોજ પોષાક પહેરવાનો હોય છે. બધાની પાછળ એક ગાડી રાખવામાં આવતી. સમ્રાટ્ ઝારની આ સજાને પરિણામે કરૂણામય પરમાત્માની કૃપાથી કોઇ જીવને રસ્તામાં મુક્તિ મળી જાય તો પણ તેને ન મળવા દેવી ! એટલે એ માણસને ગાડામાં નાંખવામાં આવતો. અમારી આગળ સિપાઇઓની એક ટુકડી લાન ફાનસની મદદથી રસ્તો બતાવતી ચાલી રહી હતી. તે વખતે મધ્ય રાત્રિનો અમલ હતો. ઘોર અંધકાર ચોદિશમાં વ્યાપી રહ્યો હતો

અમારી આગળ પાછળ સિપાઇઓ ફાનસ લઇ માર્ગ બતાવી રહ્યા હતા. મધ્ય રાત્રિનો સમય હતો. અંધકારનું સામ્રાજ્ય સર્વત્ર ફેલાઇ રહ્યું હતું. શહેરની સરહદમાંથી નીકળી અમે પૂર્વ તરફ--યુરલ પર્વત તરફ-દૃષ્ટિ નાખી ચાલવા માંડયું.

કેદખાનામાં માસાને મેં ફક્ત એકજ દિવસ જોઇ હતી. તે દિવસથી આજ સુધીમાં મને કશીએ ખબર ન હતી. માસા ક્યાં છે? તેની શું સ્થિતિ છે? એ વિષયમાં મેં અનેક માણસોને પૂછ્યું પરંતુ એ વિષયમાં કોઇ તરફથી કંઇપણ બાતમી મને ન મળી.

આખરે હું એટલો બધો નિરાશ થઇ ગયો કે આ જીંદગીમાં તો માસાને મળવાની આશાજ હું છોડી બેઠો.

જનરલ મર્ટિયાનફના રીપોર્ટ ઉપરથી મોધીલ પ્રદેશના ગવર્નરે વગર વિચારે મને દેશનિકાલની સજા ફરમાવી દીધી હતી. અને આ સજાનો હું ભોગ થઇ પડયો એનું કારણ માત્ર એટલુંજ હતું કે ઝારના ઘાતકી અને સ્વેચ્છાની કર્મચારીઓના ક્રૂર પંઝામાંથી મેં મારી બેનનું રક્ષણ કરવા પ્રયત્ન કર્યો હતો. હું એ બરાબર જાણતો હતો કે જે લોકોને રાજનૈતિક ગુન્હા માટે દેશનિકાલ કરવામાં આવે છે તેમને સેંકડો કરપીણ કષ્ટોના ભોગ બનાવી મૃત્યુ શરણ કરવાનોજ ઝારના કર્મચારીઓનો દુષ્ટ હેતુ હતો. આ દેશનિકાલની સજા આગળ ફાંસીની સજા તો કંઇ હિસાબમાં યે ન ગણાય. જ્યાં કેદીઓને મોકલવામાં આવે છે ત્યાં આ બીચારા કમનશીબ કેદીઓ પાંચ છ વર્ષમાં તફડી તફડીને અકાળે મરણ શરણ થાય છે. સાઇબીરીઆનાં કેદખાનાં એટલે પ્રત્યક્ષ નરકાગાર! એમાં દાખલ થતાંજ માણસ માખીઓની માફક મરી જાય છે. પ્લેગ, ઇન્ફલુએન્ઝા, વગેરે અનેક રોગોનું તો જાણે અહીંજ વતન હોય એમ લાગે છે. બીમાર કેદીની ગમે એટલે ગંભીર સ્થિતિમાં સેવા સુશ્રુષાની તો વાતજ નહિ. આવા દુર્ગંધમય રોગના અખાડામાં પડી બીચારા કેટલાએ કેદીઓ ઇશ્વરના દરબારમાં પહોંચી જાય છે.

આખરે અમે કુદોવા શહેરમાં પહોંચ્યા અને ત્યાંથી રેલગાડી મારફત અમને નવગરહ નામની જગ્યાએ લઇ જવામાં આવ્યા. ગાડી-માંથી ઉતરતાંજ અમે જોયું તો અમારા સ્વાગત માટે લોખંડનાં ભયંકર પાંજરાંઓ હાજર હતા. સ્ટેશનની બહાર નીકળતાંજ આ પાંજરાઓમાં અમને ગોંધવામાં આવ્યા. વાચક ! લોહપિંજરમાં બંધ કરેલા વાંદરા અગર હિંસક જાનવરો કદી જોયા છે ? અમારી પણ આ વખતે એજ સ્થિતિ હતી. પછી કેટલેક દૂર લઇ જઇને અમને મોટા મોટા વહાણો પર ચઢાવી દેવામા આવ્યા. વહાણ ઉપર પણ અમને પાંજરામાં પૂરેલાજ રાખવામા આવ્યા કારણકે કદાચ કોઇ આ જીવનથી કંટાળી પોતાની દેહને જલદેવતાને અર્પણ કરી દે. બોલગા નદીમાંથી પસાર થઇ અમારૂં નાવ થાર્મ શહેરમાં પહોંચ્યું. અહીંથી વળી પાછો આગગાડીનો રસ્તો શરૂ થયો. આગગાડી મારફતે અમે એકટરીનબર્ગ શહેરમાં આવી પહોંચ્યા. યુરલ નદીને પેલે પાર આ શહેર આવેલું હતું.

જે દિવસ અમે સરહદ પર પહોચ્યા તે દિવસનો બનાવ હું આ જીવનમાં ભુલી શકું એમ નથી. એ વખતે એકટરીનબર્ગથી અમે ત્રણસો માઇલ ચાલી આવ્યા હતા.

આખરે અમે ઇંટથી ચણેલા એક ચોતરા પાસે આવી પહોંચ્યા. આ સ્થંભ એશિયા અને યુરોપની સીમાદર્શક હતો. એની એક બાજુ યુરોપનો પાર્મા પ્રદેશ અને બીજી બાજુ એશિયાનો ટબલસ્ક પ્રદેશ આવેલો છ.

અહીંઆ કેદીઓને થોડાક વખત આરામ લેવાનો હુકમ મળ્યો. પોતાની જન્મભુમિની અંતીમ વિદાય લઇ લેવાની સર્વ કેદીઓને ચેતવણી આપવામાં આવી.

રશિયાનો ખેડુત વર્ગ ગમે તેટલો નીચ હોય છતાં સ્વદેશના પ્રેમની ધારા તેના હૃદયમાં અહોનિશ વહ્યાજ કરે છે. પોતાનાં વતન માટે તેઓ મરી ફીટવા પણ તૈયાર થાય. માતૃભૂમિની સીમા પર આવેલો એ સ્થંભ જોઇ બહુ દિવસથી રોકી રાખેલી તેમની હિંમત ખૂટી ગઇ. તેઓ આકુલ વ્યાકુલ થઇ ઉઠયા. વ્હાલા વતનને આખરી નમન કરતા કરતા તેમની આંખોમાંથી ચોધાર આંસુ પડવા લાગ્યાં. તેમનાં હૃદયનાં ઉંડાણમાંથી નીકળતો આ આર્તનાદ, ઝાડપાન વિહીન, મરૂભૂમિ જેવા આ ઉજ્જડ પ્રદેશની વાયુલહરીઓમાં મળી જઇ વિલીન થઇ ગયો. કેટલાએ તો જમીન ઉપર આળોટી પડી, પોતાની પ્યારી માતૃભૂમિની માટીને ચુંબન કરી, પોતાના વ્હાલા વતનની સદાને માટે વિદાય લીધી અને કેટલાયે પોતાના હાથ પગ પ્રસારીને પોતાની જન્મભૂમિને ચુંબન કરી તેને છેલ્લાં નમસ્કાર કર્યાં. વળી કેટલાએ તો પોતાની જન્મભૂમિની એ માટી સ્મરણચિન્હ તરીકે પોતાનાં કપડામાં બાંધી લીધી. જાણે મૃત્યુપર્યંત દેશનિકાલની સજામાં આ માટી પોતાની જીવનસંગિની રહેવાની હોય, જીવન નૌકામાં જાણે એજ માત્ર એક હલેસારૂપ હોય, માતૃભૂમિનું અંતીમ સ્મૃતિચિન્હ હોય અને આલોક તથા પરલોકમાં જાણે એજ માત્ર એક આશ્વાસન હોય, એટલા વ્હાલ અને પ્રેમથી કેટલાએ તો તેના પોટલાં બાંધી લીધાં.

ફોજનો લશ્કરી અમલદાર જે બધા કેદીઓને લઇ જઇ રહ્યો હતો તે સીગારેટ પીતાં પીતાં ઉદાસીન ભાવે પોતાના વતનની વિદાય લેતાં આ દેશનિકાલીઓનું કરૂણાપૂર્ણ દૃશ્ય જોઇ રહ્યો હતો. તે એકાએક મોટા અવાજથી બોલી ઉઠયો. "ચાલો, કૂચ કરો." હુકમ

મળતાંજ અમે એકદમ તૈયાર થઇ ગયા. કેદીઓના પગમાં પડેલી લોખંડી જંજીરોનો ખણખણાટ પાછો શરૂ થયો. યુરોપની સીમા વટાવી અને સાઇબીરીઆની સીમામાં હવે મુસાફરી શરૂ કરી.

દિવસોના દિવસો અને અઠવાડિયાં પર અઠવાડિયાં વીતી જવા છતાં અમારી મુસાફરીનો અંત ન આવ્યો. કુદરત પણ જાણે આ પ્રદેશ ઉપર રૂઠી હોય તેમ ચારે બાજુ ઉજ્જડ વેરાન ખેતરો અને મેદાનો સિવાય કશું નજરે ચડતું નહતું. અસહ્ય તાપમાં કેદીઓની વિષમ સ્થિતિ થઇ પડતી હતી. ભૂખથી આંખે અંધારા આવતાં હતાં કારણ કે અમને ગમે ત્યારે ખોરાક આપવામાં આવતો તે પણ પ્રમાણમાં તો નહિજ. આખા દિવસમાં મુસાફરીનો થાક અને કકડતી ભૂખને પરિણામે કેદીઓનાં શરીર દુર્બળ થતાં જતાં હતાં. કેટલાકને તો આ વિપત્તિ સહન કરવા કરતાં મરી જવું બહેતર લાગ્યું પણ માગ્યાં મોત મળતાં હોત તો દુનિયામાં દુઃખ શેનું હોત! મૃત્યુની રાહ જોવા છતાં કોઇના પર કાળની કૃપાદ્રષ્ટિ તો નજ થઇ.

રસ્તામાં કોઇ કોઇ વાર કોઇ ગામડાના કોઇ તૂટયા ફુટયા ઝુંપડામાં અમે થોડા વખત માટે આરામ લેતા પરંતુ આ ઝુંપડાંઓ પણ એટલા દુર્ગન્ધમય હોય છે કે પશુઓ પણ એ સ્થિતિમાં આરોગ્ય રહી શકે નહિ. જેમ કોઇ માણસ બીક કે દુઃખનો માર્યો અંધારા કુવામાં છૂપાઇ જાય છે તેમ મુસાફરીના દુઃખથી બેજાર થઇ અમે કોઇ કોઇ વાર મહોલ્લામાં જઇ અમારાં શરીર છુપાવી દેતા. પરંતુ ઇશ્વરકૃપાથી અમારા નશીબમાં એટલું સુખ પણ ન રહ્યું. જ્યારે રસ્તામાં કોઇ ઝુંપડું કે રહેવાની જગ્યા ન મળતી ત્યારે ઉપર આભ અને નીચે ધરતી એજ અમારા આરામાગાહ તરીકે કામ આવતા અને ખુલ્લા

મેદાનમાં અમારા દુઃખી દેહ ખંજરને કામળામાં લપેટી અમે પડયા રહેતા. ઠંડી દૂર કરવા જે અગ્નિ સળગાવતા તે પણ બરફ પડવાથી ઓલવાઇ જતો. આવાં ઘોર દુઃખો અને પરિશ્રમ મરદો તો ગમે તેમ સહી લે પણ સ્ત્રીઓ માટે એમ કરવું કેવળ અસંભવિત હતું. અમારી સાથે ૨૦ સ્ત્રી કેદીઓ પણ હતી એમાંની કેટલીક તો મોટા મોટા અમીર કુટુંબની હતી. આમાંની ઘણી ખરીને સાઇ-બિરીઆ દેશનિકાલ કરવાની આજ્ઞા થઈ હતી કારણ કે કેટલેક અંશે એ બધી સ્ત્રીઓ રાજનૈતિક અપરાધિની હતી.

આ સ્ત્રી કેદીઓમાં એક સ્ત્રીનું નામ શ્રીમતી મેરી કુરેનો હતું. ઘણું કરીને મેં એને સેંટપીટર્સબર્ગના સરકારી સમાજમાં અને જાહેર મિજબાનીઓમાં જોઇ હતી. તેને સાઇબિરીઆ મોકલવાનું કારણ પૂછતાં માલમ પડયું કે એક ગોરો પદવીધર રાજકર્મચારી તેની સાથે લગ્ન કરવા ઇચ્છતો હતો પરંતુ તેની માંગણીનો અસ્વી-કાર કરવાને પરિણામે સાઇબિરીઆમાં દેશનિકાલની સજા તેને કરવામાં આવી છે. રસ્તે ચાલતાં ચાલતાં દુઃખોથી પીડિત થઇ આ સ્ત્રીઓમાંથી ત્રણ સ્ત્રીઓ ગુજરી ગઇ. આ સ્ત્રીઓની જે કબરો બનાવવામાં આવી તેના કરતા કોઇ ભીખારીની કબર પણ હજાર ગણી સારી હોય છે પણ અમને ટોમસ્કના કેદખાનામા લઇ જઇ રાખવામાં આવ્યા. આટલા દિવસ પછી અમને ત્રણ દિવસનો આરામ મળ્યો. ત્રણ દિવસ પછી ટામસ્ક શહેરમાં પહોંચવા અમે પૂર્વ દીશામાં પ્રયાણ કર્યું. ત્રણ અઠવાડિયાં બાદ અમે ત્યાં પહોંચી ગયા. એ વખતે એકેએક કેદીના કપડાં ફાટી ગયાં હતાં, જોડા પણ પોતાનું અસ્તિત્વ છોડી પરલોકમાં જવાની તૈયારી કરી રહ્યા હતા. ટામસ્કનું ભયંકર કેદખાનું જોતાજ મારા હૃદયમાં કેવી લાગણીઓ

થઇ આવી કે એ વર્ણવાની મારામાં શકિત નથી. પાળેલાં જાનવરની માફક બધા કેદીઓને એ કેદખાનાની કોટડીઓમાં પૂરી દેવામાં આવ્યા. કેદખાનું ગંદુ તો હતુંજ, ઉપરાંત હવા અજવાળાનો પણ અભાવ. અમારા સિવાય ત્યાં બીજા પણ કેટલાએ કેદીઓ હતા. ફાટેલાં કપડાં અને દુર્બળ હાડપંજર જેવાં તેમનાં શરીર જોઇને અંધારામાં તો તેઓ ભૂત જેવાજ લાગતા. કેદખાનાની આ દુઃખદ સ્થિતિ જોઇ હું કંપી ઉઠયો. મારી આંખમાંથી દડદડ આંસુ પડવા લાગ્યાં.

કેદીઓને ખોરાક કેવો આપવામાં આવતો એ પણ જાણવા જેવું છે. કેટલાએ મહીનાના સડેલા લોટમાંથી અડધી કાચી અને અડધી બળેલી રોટલી અને બહુજ ઓછું શાક એ અમારો ખોરાક બધા કેદીઓને બેસાડી તેમના ઉપર રોટલીના ટુકડા ફેંકવામાં આવતા. કુતરાઓ તરફ જેમ રોટલીનો ટુકડો ફેંકવામાં આવે અને તે લેવા માટે કુતરાઓ તૂટી પડી માંહોમાંહે લડે તેવી આ બધા કેદીઓની સ્થિતિ હતી. રોટલી ઘણાજ થોડા પ્રમાણમાં થતી એટલે તે મેળવવા માટે કેદીઓ મારામારી પણ કરતા. કોઇ કોઇ કેદીઓ સાથે તો અધિકારીઓની કૃપાદ્રષ્ટિથી તેમના સ્ત્રીપુત્રાદિક પણ આવ્યાં હતાં. પરંતુ તેમને પૂરું ખાવાનું ન મળતું, જો કેદીઓ બીમાર પડતા એમનો તો કોઈ ભાવજ પૂછતું નહિ, એટલે ભૂખે તરફડી આ બીચારા બીમાર કેદીઓ નામશરણ થતા.

હું આગળ જે સ્ત્રીની વાત કહી ગયો તે થોડા દિવસ પછી અત્યંત બીમાર પડી. રોટલી લઇ આવવાની પણ તેનામાં શકિત ન રહી. આવી દુઃખદ દશા જોઇ હું તેને સહાય કરવા તૈયાર થયો. રોટલી જયારે ફેંકવામાં આવતી ત્યારે હું આગળથી તૈયાર થઇ રહેતો.

આરૂં તેમજ તે સ્ત્રીનું પેટ ભરાય એટલી રોટલી લઇ આવતો. અ. દુર્ગંધમય કેદખાનામાં પડી પડી, પોતાનો આ દુઃસહ સ્થિતિમાંથી શિઘ્ર છુટકારો થાય કાંતો મૃત્યુ થાય એ માટે તે હંમેશાં પરમાત્માને પ્રાર્થના કર્યા કરતી.

એકજ પોષાકથી અમારે ત્રણ મહિના ચલાવી લેવું પડયું. રાત દિવસ એકને એક કપડાં પહેર્યાં કરવાથી તે એટલા ફાટી ગયાં હતાં કે શરીર ઢાંકવું એ પણ મુશ્કેલ થઇ પડ્યું તો પછી ઠંડીના દુઃખની વાતજ શી ? આવી સ્થિતિમાં મારા કેદી મિત્રોથી વિખુટો પાડી મને બીજા કેદીઓની ટુકડીમાં લઇ જવામાં આવ્યો. એ વખતે મને માલુમ પડયું કે ખાણના ગર્ભ ભાગમાં કામ કરતાં કરતાંજ મારે તો મારી જીંદગી પૂરી કરવી પડશે. વાચક! દુનિયા-ભરમાં આના જેવું બીજું ભયંકર સ્થાન કયાંએ નથી.

સેંટપીટર્સબર્ગથી મારી સાથે આવેલા કેદીઓની વિદાય લઇ ઈર્કુટસ્ક તરફ પાછી મારી યાત્રા શરૂ થઇ. ડગલે ડગલે મને મૃત્યુનો ભય લાગતો. એ વખતે મને વિચાર આવ્યો કે જીવનભરમાં મેં એવું એકે પાપ નથી કર્યું તો પછી આવાં ભયંકર કષ્ટો મારે કેમ સહન કરવા પડતાં હશે ? વિધિની શી કઠોરતા !

એક દિવસ સાહસ ખેડવાનું મને મન થઇ આવ્યું. મેં વિચાર્યું કે આ પ્રમાણે બકરીની માફક બીકણ બની પડયા રહેવાથી આરો ન આવે. અહીંથી કોઇ પણ પ્રયત્ને નાસી છૂટવુંજ જોઇએ. પરંતુ નાસીને યે કયાં જાઉં ? આ સમયે હું જે સ્થળે આવી પહોંચ્યો છુ ત્યાંથી સભ્ય મનુષ્યોને રહેવાનું સ્થાન ત્રણથી ચાર હજાર માઇલ દૂર છે. ઉપરાંત માર્ગમાં અનેક વિઘ્નો નડવાનો સંભવ તો ખરોજ. પરંતુ આ બધી બાબતોનો વિચાર કરતાં મને લાગ્યું કે સ્વાધીનતા આગળ

ગમે એવાં દુઃખો તરણા સમાન છે. આખરે મેં નાશી છૂટવાનો દૃઢ નિશ્ચય કર્યો. મારા જેવી ભયંકર સ્થિતિમાં આવી પડેલો કોઇ માણસ પાગલ હોય તોજ મારા જેવું સાહસ કરવાનો વિચાર કરે. પરંતુ તે વખતે મેં જે સાહસ કરવાનો નિશ્ચય કર્યો હતો તેમાં મને નિરાશાજ દેખાતી. છતાં "કંઇ લાખો નિરાશામાં અમર આશા છૂપાઇ છે" એ સુત્ર ધ્યાનમાં આવતાં મારા મનમાં આશાના અંકુરો ફૂટતાં મેં વિચાર્યું કે માર્ગમાંજ મારૂં મૃત્યુ નિર્માયું હશે તો તે મારા વ્હાલા વતનની શીળી છાયમાં જતાં જતાં થાય તો એ મારૂં સદ્‌ભાગ્ય જ ગણાશે.

દેશનિકાલના આ પારાવાર દુઃખો સહન કરવા કરતાં આ મૃત્યુ મને વધારે મીઠું જણાવ્યું

એક દિવસ રસ્તામાં અમે સડક ઉપરના એક મેદાન પાસે થોભ્યા. તે દિવસે કકડતી ઠંડી હતી. તે વખતે જે કેદીઓનો વડો હતો તે કંઇક ભલો આદમી હતો. અમારા પોતાના પૈસા ખરચી કઇ પણ ખાવાનું લેવાની અમને તે પરવાનગી આપતો. નજદીકમાંજ એક મુસાફરખાનું હતું. સિપાઇઓએ ત્યાં જઇ દરવાજો ઠોકયો પરંતુ અંદરથી કંઇ જવાબ ન મળ્યો. તેમને લાગ્યું કે અહીં રહેનાર માણસો શહેરમાં ગયા હોવા જોઇએ અને ત્યાંથી શહેર ઓછામાં ઓછું વીશ માઇલ દૂર હતું. મુસાફરખાનું બંધ હોવાથી અમને ફરીથી કૂચ કરવાનો હુકમ મળ્યો ત્યાંથી દશ માઇલ ઉપર આવેલા એક જંગલમાં અમે મૂકામ કર્યો. કેટલાએ દિવસો પછી આજે ઝાડોની છાયામાં સુવાનું ભાગ્ય અમને પ્રાપ્ત થયું હતું. જંગલ અત્યંત ગાઢુ હોવાથી ત્યાંથી નાશી છૂટવાની ઠીક અનુકૂળતા હતી.

ફરી કોઇ વખત આવો લાભ મળવો દુર્લભ છે એમ વિચારી તેજ દિવસે ભાગી છૂટવાનો મેં નિશ્ચય કર્યો. મારી જંજીરોને મેં બને તેટલી ઉંચે રાખી લીધી. કારણકે જો ત નીચે રહે તો નાસવામાં અડચણ આવ્યા કરે.

સાંજના થોડું ઘણું ખાઇ લઇ હું પડી રહ્યો અને ખૂબ આતુરતાથી નાશી છૂટવાની ધન્ય પળની રાહ જોવા લાગ્યો. તે વખતે એક એક પળ એક એક યુગ જેવી થઇ પડી. થોડા વખત પછી બધા પહેરેગીરો સુઇ ગયા. એ તકનો લાભ લઇ હું ચૂપકીથી ઉઠયો. જોયું તો કોઇક પહેરેગીરો બીજી બાજુ મેં ફેરવી સૂઇ રહ્યા હતા. પછી પૂછવાનું શું? પછી બીલાડીને પગલે એ અંધારી કાલરાત્રિમાં હું જંગલનાં એક ભાગ તરફ જીવ લઇ નાઠો. મારૂં મગજ બ્હેર મારી ગયું. ડગલેને પગલે મને પહેરેગીરોનાં પગલાંના ભણકાર વાગતા. થોડેક દૂર જઇ મેં જોરથી દોડવું શરૂ કર્યું. આખરે મને લાગ્યું કે મારા નાશી છૂટવાની ખબર હજી પહેરેગીરોને નથી પડી. આસરે એક માઇલ સુધી તો હું જંગલના આડફાટ રસ્તે ચાલ્યો, પરંતુ પછી સડક પર આવી હું મુસાફરખાના તરફ નાઠો. સાઇબિરીઆના એ ભીષણ અંધકારમય પ્રદેશમાં થાકેલો હોવા છતાં પણ હું ખુબ ઝડપથી નાસવા લાગ્યો.

ધીરે ધીરે પ્રાતઃકાળ થયો. પાછળ નજર કરી જોયું તો સૂર્યનારણનો પૂર્વમાં ઉદય થઇ ચૂક્યો હતો. ચારે બાજુએ અંધકારનો નાસ કરતાં સૂર્યનાં કિરણો ફેલાઇ ગયાં.

ઘણે દૂર દૃષ્ટિ ફેંકતાં ક્ષિતિજમાં ત્રણ માણસો જેવી આકૃતિ મારા તરફ ચાલી આવતી જણાઇ. હું એકદમ થોભી ગયો અને મારો સંદેહ દૂર કરવાને બારીકાઇથી એ દિશામાં જોવા લાગ્યો..

મારો સંદેહ સાચો જ પડયો. ત્રણ કોઇક સિપાઇઓ મને પકડવા માટે પૂરપાટ ઘોડા દોડાવતા મારી તરફજ આવી રહ્યા હતા. એમને જોતાંજ હું કંપી ઉઠયો. મારા ગાત્રો શિથિલ થઇ ગયાં અને કર્તવ્યમૂઢ જેવો થઇ ત્યાંજ ઉભો રહ્યો.

ક્યાં જઇને છૂપાવું એ એક વિકટ પ્રશ્ન મારી સમક્ષ આવી ઉભો. આમ તેમ દોડી ચારે બાજુએ તપાસ કરી પણ એક દિશામાં ઝાડનું નામ નિશાન માલમ ન પડયું, જ્યાં જોઉં ત્યાં વિસ્તીર્ણ મેદાન ઘણેજ દૂર ફકત મુસાફરખાનું ઝાંખું ઝાંખું દેખાતુ હતું. હું દમ બાંધી એ તરફ દોડયો.

દોડતાં દોડતાં જ્યારે જ્યારે પછળ જોતો ત્યારે ત્યારે પેલા ત્રણ સિપાઇઓ મારી નજદીકમાં વધારે ને વધારે આવતા જતા મને માલમ પડતા. આ જોતાંજ મારી હિંમત છૂટી ગઇ. મારા ગભરાટનો પાર ન રહ્યો.

થોડા સમય પછી પેલા સિપાઇઓએ ઘણે દૂરથી મને એકદમ ઉભા રહેવાનો હુકમ કર્યો. પરંતુ મ જાણે તેમનું કહેવું સાંભળ્યુંજ ન હોય તેમ વધુને વધુ ઝડપથી દોડવાજ કર્યું. હું ઉભો ન રહેતા દોડયોજ જાઉં છું એ જોતાંજ એક સિપાઇએ મારા માથા ઉપર તાકીને એક ગોળી છોડી, પરંતુ એનું લક્ષ નિષ્ફળ ગયું. મને જરાએ ઇજા ન થઇ. આ પછી તો બીકનો માર્યો હું વધારે ઝડપે દોડવા લાગ્યો.

આખરે હું મુસાફરખાના પાસે આવી પહોંચ્યો. એ વખતે પણ સિપાઇઓ મને બૂમ મારીને થોભી જવાનો હુકમ તો કરીજ રહ્યા હતા. મકાનની ચારે બાજુ ફરીને જોતાં ત્યાં છૂપાઇ રહેવાની એક જગ્યા ન જણાઈ. એ મકાન તે દિવસની માફકજ આજે પણ નિર્જન પડયુ હતું.

આખરે મારી ધીરજ ખૂટી. મૃત્યુ નજદીકમાં છે એ વિચારેજ હું ઉન્મત્ત થઇ ગયો. ફરી એકવાર સુરક્ષિત જગ્યા માટે મેં ચારે તરફ આતુરતા ભરી નજર જોયું. પરંતુ નિષ્ફળ થયો. ગાંડા માણસની માફક એકદમ ઉત્તેજીત થઇ જઇ મેં આખરે કોઇ ઉપાય નથી રહ્યા એમ જોતાંજ આત્મહત્યા કરી આ દુઃખી જીંદગીનો અંત લાવવાની તૈયારી કરી. એટલામાં તો પેલા ત્રણ કોઝેક સૈનિકો લગભગ મારી પાસે આવી પહોંચ્યા. તેઓમાંથી એકે મારા તરફ એની બંદુક તાકી ભીષણ અવાજે હુકમ કર્યો "એકદમ તાબે થા, નહિં તો ક્ષણમાત્રમાં ગોળીથી વિંધી નાખીશ."

હું જ્યાં ઉભો હતો ત્યાંથી નજદીકમાંજ એક કુઓ હતો. એકદમ છલંગ મારી હું કુવા ઉપર જઇ ઉભો અને જોરથી બોલ્યો "તમારા જેવા ઘાતકોને તાબે થવા કરતાં મૃત્યુને ભેટવું એજ મને વધુ ગમે છે."

આમ કહીને પેલા સિપાઇઓ ગોળી છોડે તે પહેલાં તો હું કુવામાં કૂદી પડયો. થોડાક વખત પછી કુવાની પાળ ઉપર બેઠેલા પેલા ત્રણ સિપાઇઓ માંહોમાંહે જે વાતચિત કરી રહ્યા હતા, તે મારા સાંભળવામાં આવી, તેઓમાંથી એકે કહ્યું "હવે એને બ્હાર કઢાડવામાં શું માલ છે ? જ્યારે આટલે ઉંચેથી એ કુવામાં કૂદી પડયો છે તો તે જરૂર મરીજ ગયો હોવો જોઇએ." બીજો સૈનિક બોલ્યો " મરી ગયો કે જીવતો છે એ વાત તો જાણે બાજુએ રહી પરંતુ એટલું તો ખરું કે એના હાથ ટાંટીઆ જરૂર ભાંગી ગયા હોવા જોઇએ."

ત્રીજો બોલી ઉઠયો " નહિ નહિ. એ તો જરૂર પુરો જ થઇ ગયો હોવો જોઇએ. કદાચ કોઇનું લોખંડનું શરીર હોય તો પણ

આટલે ઉંચેથી પડે તો જરૂર ટુકડે ટુકડા થઇ જાય. હવે એને બહાર કહાડવાની વ્યર્થ તકલીફ લેવાની શું જરૂર ? મુસાફરખાનાવાળાઓને ગરજ હશે તો લાશને કુવામાંથી કાઢી લેશે. ચાલો. હવે આપણે ચાલ્યા જઇએ." બીજા સૈનિકે વળી પાછું કહ્યું "હું મારો સંશય ટળ્યા પછીજ અહીંથી આવીશ. એમ આ વાત પૂરી ન થઇ એટલામાં તો ગુડુમ અવાજ કરતી એક ગોળી મારા કાન આગળથી પસાર થઇ ગઈ. મારૂં માથું ફરવા લાગ્યું. ધાકનો માર્યો હું એક ખુણે પડી રહી હવે શુ થાય છે એ જોવા લાગ્યો.

ત્રીજા સિપાઇએ કહ્યું, "આત્મહત્યા કરવામાં આ માણસે ઘણુંજ ડહાપણનું કામ કર્યું છે. એ માણસના જેવી સ્થિતિમાં હું મૂકાયો હોત તો હુ પણ જરૂર આજ માર્ગ પસંદ કરત. આખી જીદગી ભર સાઇબિરીઆના નરકાગારમાં સડયા કરવા કરતાં એકદમ મરી જવું એ હજાર ઘણું સારૂં છે."

એ પછી બીજી કંઇ વાતચીત મારા સાંભળવામાં ન આવી. મને જણાયું કે હવે એ સિપાઇઓ ચાલ્યા ગયા હોવા જોઇએ.

જ્યારે મારી ખાત્રી થઇ ગઈ કે હવે સિપાઇઓ ફરીથી આ તરફ આવવાનો સંભવ નથી ત્યારે હું ઉઠીને કુવામાં ઉભો થઇ ગયો. મને કંઇ ઝાઝી ઇજા થઇ ન હતી. બે એક જગ્યાએ થોડોક ઘસારો લાગવાથી લોહી નીકળવા પામ્યું હતું. જો એ કુવામાંનું પાણી બરફ જામી ગયું ન હોત તો એમાંથી હું ભાગ્યેજ જીવતો નીકળવા પામત.

જે સાંકળથી કુવામાંથી પાણી ખેંચવામાં આવતું એ સદ્ભાગ્યે તે વખતે કુવામાંજ લટકતી રહેલી હતી. ખુબ જોર કરી મેં બે ત્રણ આચકા મારી ખાત્રી કરી લીધી કે ઉપરથી સાંકળ મજબુત રીતે બાંધી છે. હું આ સાંકળ પકડી સાવચેતથી ઉપર ચઢી આવ્યો. કુવા-

આંથી બહાર નીકળતાંજ મેં ઇશ્વરનો ઉપકાર માન્યો. ત્યાંથી પછી નીકળી હું મુસાફરખાના પાસે જઇ પહોંચ્યો.

ત્યાં પહોંચતા જ મને વિચાર આવ્યો કે જો કોઇ પણ યુકિતથી હું આ મકાનમાં જઇ શકું તો પછી મારે કપડા લત્તા તેમજ ખાવા પીવાની અડચણુજ ન રહે. મે પહેરેલાં કેદીનાં કપડાં અને ગળામાંની કેદીના નંબરવાળી તખતી લટકાવી મારે કયાંયે જવું સહીસલામત ન હતું. તરતજ પકડાઇ જવાનો સંભવ હતો. આમ વિચારી મે મુસાફરખાનાનાં બારણાં ઉતારી નાંખવાનો પ્રયત્ન કરી જોયો, તાળાંઓ પણ ઠોકી ઠોકીને થાક્યો પણ કંઇ સફળતા ન મળી. પાસે એક લોખંડનો સળીઓ પડેલો હતો. મેં તરતજ તે ઉપાડી લીધો અને એની મદદથી એક બાજુનું બારણું ઉતારી નાંખ્યું. આનંદમાં આવી જઇ હું ઝપાટાબંધ મકાનમાં દાખલ થઇ ગયો.

દાખલ થતાંજ હુ એક ઓરડીમાં જઇ પહોંચ્યો. ઓરડો તદન બંધ પડેલો હતો. એનો કોઇ ઝાઝો ઉપયોગ કરતું હોય એમ જણાતુ ન હતું. ઓરડામાં એક બાજુ એક મેજ અને બીજી બાજુએ બે ધૂળ ચઢેલી ખુરશીઓ અવ્યવસ્થિત રીતે પડેલી હતી. એક ખુણામાં બાંકડો પડેલો હતો. દીવાલ ઉપર એક છબી હતી. મેજ ઉપર કેટલીક ખાવાની ચીજો રાખી મુકવામાં આવી હતી. આ બધુ જોતાં મને લાગ્યું કે અહીં રહેનારા માણસો અહીંથી થોડાક દિવસ ઉપર ગયા હોવા જોઇએ.

આ ઓરડી પાસેજ એક બીજી ઓરડી હતી. મેં અનુમાન કર્યું કે એ સુવાની ઓરડી હશે.

એ ઓરડામાં પ્રવેશ કરતાં જ મેં જે દ્રશ્ય જોયું તેથી હું આભો બની ગયો. ભયનો માર્યો હું ત્રણ હાથ પાછળ

ઢકી ગયો. આનો દેખાવ જોઇ મારૂં લોહી ઠરી ગયું. જોયુ તો એક ગાદી ઉપર એક માણુસ ! તેના શરીર ઉપરનાં કપડાં જોતાં માલમ પડતું હતું કે આ માણુસ કોઇ લાંબી મુસાફરી ઉપર નીકળેલો હોવો જોઇએ. મારૂં મગજ ચકડોળે ચડયું. આ માણુસ મરેલો છે કે જીવતો ? આ વિચાર મારા મનમાં ખડો થયો. તેના મોઢાનો ભાગ બીજી બાજુ ઉપર ઢળેલો હતો. હું ધીમે પગલે તે તરફ પહોંચ્યો અને તાકી તાકીને જોવા લાગ્યો, પરંતુ જીવતો હોય એવાં કશાં ચિન્હો જણાયાં નહિ. જરા દિલને સખ્ત કરી તેનું માથુ પકડયું અને જોરથી હલાવ્યું . પણ એણે આંખ ન ઉઘાડી. છેવટે આ માણુસ મરણ પામ્યો છે એવી મને ખાત્રી થઇ

આ માણુસ ઉપરથી નજર ઉઠાવી બીજી બાજુ જોતાંજ જણાયું કે પાસેની ખુરશી ઉપર પેન્સીલથી લખેલો એક પત્ર મુકેલો છે. કાગળ ઉપરના અક્ષર ધ્રુજતા હાથે લખાએલા હોય એવા જણાયા. તરતજ મેં આ કાગળ ઉઠાવી લીધો અને વાંચ્યો. તેમાં નીચે પ્રમાણે લખ્યુ હતુ.

"તમે ડોકટરને તેડી આવશો તે પહેલાં તો હુ મરી ગયો હોઇશ. હુ પ્રતાપશાળી રશિયન સમ્રાટના નામથી તમને ફરમાવું છુ કે મારી પાસે જે જે જરૂરી કાગળ પત્રો છે તે કોઇ પણ વિશ્વાસુ માણુસ સાથે તાકીદે રવાના કરો. આ કામ બજાવવા માટે તમને યોગ્ય બદલો મળી રહેશે." આઇવેન ડ્રેગોવિચ

આ માણુસનાં કપડાં તપાસતા તેના કોટના એક ચોર ગજવામાંથી ત્રણ પત્રો મળી આવ્યા. એ ત્રણે પત્રો ઉપર ખુદ સમ્રાટ ઝારના હસ્તાક્ષર હતા. અને મરૂભૂમિના કોલિમરક પ્રદેશના ગવર્નરનું તે ઉપર શિરનામું કરવામાં આવ્યું હતું.

આ ઉપરાંત તેના ગજવામાંથી પાંચસો રૂપીઆની નોટ પણ મળી. બીજા કોટના ગજવામાંથી એક પરવાનો મળ્યો. તેના ઉપર લખ્યું હતું "આઇવેન ડ્રેકેવિચ, રશિયન સમ્રાટનો ખાસ જાસુસ છે અને તે કોલિમસ્ક પ્રદેશના ગવર્નર પાસે જવા નીકળ્યો છે."

પરવાના ઉપરનું લખાણ વાંચતાં મેં મારી કાર્યરેખા ઝટ દોરી લીધી. તેજ વખતે મેં મારાં કપડાં ઉતારી બાળી નાંખ્યાં. રૂપીઆની નોટો કમરપટામાં બાંધી લીધી. એ પછી પેલો પેન્સીલથી લખેલો કાગળ પણ બાળી નાખ્યો. ત્યાર પછી ઓરડામાં શોધતાં એક એવું હથિયાર પણ મળી આવ્યું જે વડે મેં મારા ગળામાંથી કેદીની તખ્તી અને પગમાંની બેડીઓ કાપી નાંખી

આ પ્રમાણે બંધનમુક્ત થઇ હું કરિનપુલ જઇ પહોંચ્યો. ત્યાં આઇવેન ડ્રોગવિચનો ઘોડો તૈયાર રાખવામાં આવ્યો હતો. ઘોડા ઉપર સવાર થઇ હું ત્યાંથી આગળ જવા નીકળી પડયો.

સદ્‌ભાગ્યે બીજા કેદીઓની માફક મારું માથું હજી સુધી મુંડવામાં આવ્યું ન હોતુ. એથી મારા જેવા કાળાપાણીની સજા પામેલા કેદીને રશિયન સમ્રાટ ઝારના ગુપ્તચર બનવામાં કંઇ અડચણ ન આવી. મારો સરકારી રૂવાબદાર પોષાક અને ભરાવદાર વાંકડીઆ બાલ જોઇને કોની તાકાત હતી કે મારું નામ લેવાની હિંમત કરે !

ઘોડ પર સ્વાર થઇ હું ઝપાટાબંધ આગળ વધ્યો. રસ્તો તો એટલો લાંબો કે જાણે એનો અંતજ ન હોય! હું ઇર્કુટસ્કનો રસ્તો છોડી દઇ ઉત્તર દિશા તરફ વળ્યો. સાતસો માઇલનો રસ્તો વટાવી એક દિવસ હું યાકુટસ્કમાં જઇ પહોંચ્યો. ત્યાં બે દિવસ આરામ લઇ મેં મરૂભૂમિનો માર્ગ લીધો.

એ મરૂભૂમિમાં ઇમાતરકુ સુધી અઢી હજાર માઇલની મુસાફરી મેં કેવી રીતે કરી તેનું વર્ણન કરી વાચકોનું ધૈર્ય ખુટાડવા હું નથી માગતો. પરંતુ કેટલીક સામાન્ય હકીકતની માહિતી આપ્યા વિના ચાલે એમ નથી એટલે ટુંકમાંજ મારી એ ભયંકર યાત્રાનું વર્ણન આપી હું આગળ ચાલીશ. એવો પણ વખત આવતો કે ત્રણ ચાર દિવસ સુધી ઘોડા પરથી નીચે ઉતરવાનુ પણ મારે માટે બનતું નહિ. રસ્તામાં ન તો મળે કોઇ આદમી કે ન મળે કોઇ મુસાફરખાનુ. એટલે વાત પણ કોની સાથે કરૂં અને આરામયે ક્યાં લઉં ? મારી આ દશાનું ચિત્ર વાચક સ્હેજે દોરી શકશે અને મારી આપત્તિઓ જોઇ મારા તરફ તે જરૂર સહાનુભૂતિ દર્શાવશે. ખાવા માટે એક દાણો અન્ન પણ ન મળે, પીવા માટે એક છાંટો પાણીની પણ આશા રાખવી વ્યર્થ થઇ પડી ! અને ઉપરથી બરફનો વરસાદ પડે. દિવસો વીત્યા, અઠવાડિયાં પસાર થયાં પણ રસ્તાનો અંત આવેજ નહિ. આ મારાં કષ્ટો ખરાં, પરંતુ સ્વતંત્રતાનું હું જે અમૃતપાન કરી રહ્યો હતો તેની આગળ એ મુસાફરીનાં સર્વ દુઃખો તરણા સમાન લાગતાં હતાં. હવે પકડાઇ જવાનો ડર બિલકુલ દૂર થયો હતો. એ જમાનામાં ઇમાતરકુ સુધી તારનાં દોરડાં નંખાયાં ન હતાં, તેથી હું ત્યાં પહોચ્યું તે પહેલાં આઇવન ડ્રેકોવિચના મરણની ખબર કદી પણ ત્યાં મળે એમ હતું જ નહિ. મેં તો આંધી પકેરીને જાણે ચાલવાનું જારીજ રાખ્યું. એક મહીનો પસાર થયો, બીજો મહીનો બેઠો. તોયે મારૂં નિશાન ન આવ્યું. અંતે બે માસ પૂરા થયા અને મરૂભૂમિના સીડન નામના એક નાના સરખા ગામડામાં હું આવી પહોંચ્યો. એક નદી પર એ ગામ આવ્યું હતું. ગામમાં જે થોડીઘણી વસ્તી હતી તેમાં મુખ્ય કેઝોક લોક હતા. એ ઉપરાંત

કાળાપાણીની સજા પામેલા રશિયનોનાં પણ ત્રણ ચાર ઘર હતાં. તેમની દશાનું શું વર્ણન કરૂં ? સાયબિરીઆમાં દેશનિકાલ થયલાં સ્ત્રીપુરૂષોની પણ સ્થિતિ આવી અધમ તો નજ હોય ! આ પ્રાંતમાં ઓગસ્ટ માસથી ઠંડી શરૂ થાય છે. અને નવેમ્બર તથા ડિસેમ્બર માસમાં તો લોકોની હાલત ત્યાં બેહાલજ થઇ જાય છે. ઠંડી કેટલી સખ્ત હતી તેનો ખ્યાલ આ રૂપથીજ આવી શકશે કે બીમાર પડી મરણ પામતા સ્ત્રીપુરૂષોની સંખ્યા કરતાં ઠંડી સહન ન કરવાથી મરણ પામેલાંની સંખ્યા વધારે હતી.

મરૂભૂમિના અંતિમ પ્રાંતમાં પહોંચી જનરલ મંજુલનો બંગલો શોધવામાં મને ખાસ તકલીફ ન પડી. પૂરેપૂરી સાવચેતીથી મેં સરકારી કામળો એને સ્વાધીન કરી દીધા. એ કાગળોમાં કેટલા નો કેદીઓના ક્ષમાપત્રો હતા. એ વાત ત્યાં કેલ્લાનાં શહેરમાં ખૂબ ગરબડ મચી રહી, લોકોએ મારૂં આદરભાવે સ્વાગત કર્યું કારણકે મારા આવવાથી કેટલાયે કેદીઓ મુક્તિ પ્રાપ્ત કરવાના હતા. મરૂભૂમિમાં મહીનાઓ સુધી મુસાફરી કર્યા પછી આવું સ્વાગત મળે તેથી મને અત્યંત આનંદ થવો જોઇતો હતો પરંતુ મને તેમાં કશું સુખ ન પડયું. મને તો એકજ વિચાર ઘોળાયા કરતો હતો કે કેવી રીતે મારા વતનમાં પહોંચું ? સાઇબિરીઆ હવે મારે માટે અસહ્ય થઇ પડયું હતું. એક દિવસ ગવર્નર સાહેબે મને કહ્યું કે તેના તરફથી એક રિપોર્ટ લઇ મારે સેંટપિટર્સબર્ગ જવાનું હતું. અને એ રિપોર્ટ તૈયાર કરવામાં કેટલાક દિવસો વીતી જાય એમ હતું.

દિવસો વીત્યા અને રિપોર્ટ તૈયાર થઇ ગયો ગવર્નરે મને તે આપ્યો. જતાં જતાં ડરથી મેં ગવર્નર સાહેબને કહ્યું, "આપની પાસે હું થોડી દયાની યાચના કરૂં છું."

ગવર્નર સાહેબે હસીને કહ્યું, "તું શું ઇચ્છે છે?"

મેં જણાવ્યું, "મારો એક ભાઈ પેટ્રોપલાસ્કમાં રહે છે. અનેક વર્ષોથી મેં તેને જોયો નથી. તેને એકવાર મળવાની મારી ઇચ્છા છે. આપ સાહેબ મને ત્યાં જવાની એક પાસ આપો તો આપનો મોટો ઉપકાર થશે."

ગવર્નર સાહેબ એ વખતે ખુશ મિજાજમાં હતા એટલે પૂછવું શું ? અને તે ઉપરાંત મારા પર ખાસ પ્રસન્ન હતા. મારી આશા તરતજ તૃપ્ત કરી અને બીજેજ દિવસે હું ત્યાંથી ચાલી નીકળ્યો.

ચાર અઠવાડિયાં સુધી મેં ડુંગરાવાળા પ્રદેશમાં ઘોડો દોડાવ્યાજ કર્યો. મને મારા ભાઇને મળવાની ધગશમાં ઘોડાની સ્થિતિનું ભાન ન રહ્યું અને અફસોસ, થાકથી લોથપોથ થઇ મારો ઘોડો જમીન પર પડી મરણ પામ્યો. મારી આફતનો એ સમયે પાર ન રહ્યો, પણ આપત્તિમાં હિંમત હારી જવાથી શું વળે ? 'હિંમતે મરદા તો મદદે ખુદા' એ વાકય યાદ આવ્યું અને પગે મુસાફરી કરવી શરૂ કરી. આ મારૂં સાહસ કંઇ જેવું તેવું ન હોતું. રસ્તામાં ન મળે ઝાડ કે ન મળે ઝુંપડું. ભૂખ અને તરસને લીધે મારી હાલત બરી થઇ પડી. અંતે એક દિવસે સમુદ્ર કિનારે આવી પહોંચ્યો. શાંત મહાસાગરના દર્શન કરી મારૂં દિલ પ્રફુલ્લિત થયું, મારી આંખ ઠરી.

મુશ્કેલીથી પેટ્રોપલાસ્ક આવી પહોંચ્યો. પરંતુ અહીં પોલીસની આંખમાં ધૂળ નાંખવી એ મને કઠણ લાગ્યું. આ સ્થળે આવવાનું એક કારણ હતું. જો હું કોઈ બીજે રસ્તે ચઢી જાઉં તો મારા ઉપર પોલીસ વહેમ લાવે. કારણ કે એટલા દિવસમાં તો ખરા આઇવન ડ્રેકોવિચના મરણની ખબર એ પ્રાંતમાં પોલીસોને પડયા વિના નજ રહે. મારી બીક વધી એનું બીજું કારણ એ હતું કે આ શહેરમાં

તારનાં દોરડાં નાંખવામાં આવ્યાં હતાં. મને આ વિષે આગળથી ખબર પડી હોત તો હું પહેલેથીજ અહીં આવત નહિ.

એક દિવસ ફરતો ફરતો હું બંદર પર ગયો. ત્યાં જઇને જોયું કે સમુદ્રમાં એકાદ માઇલ દૂર એક આગબોટ લંગર નાંખીને પડી હતી. તજવીજ કરતાં માલમ પડયું કે એ કેનેડીઅન સ્ટીમર હતી, માછલાં પકડવા માટે તે અહીં આવી હતી. અને પ્રાતઃકાળે તે ઉપડી જનાર હતી. નાસી છૂટવાનો રસ્તો શોધવાના વિચારમાં આખો દિવસ શહેરમાં હું ભટકયો. મારી પાસે ફક્ત વીસ રૂપિયા હતા. મેં વિચાર્યું કે સ્ટીમરના કપ્તાનને એ રૂપિયા આપી ગમે તેમ સમજાવી મારૂં કામ કાઢી લઇશ.

સાંજ પડી. રાતભર પડી રહેવા સહીસલામત જગ્યા શોધવા લાગ્યો. આમ તેમ ઘૂમતા મેં જોયું કે પોલીસના કેટલાક માણસો મારી પાછળ પડયા હતા. મારા પર પોલીસને સંશય ઉત્પન્ન થયો છે કે નહિ તેની ખાત્રી કરી લેવા પોલીસ ચોકી પર જઇ મારી પાસ બતાવવાનો મેં નિશ્ચય કર્યો. પોલીસે બત્તી સળગાવી ફેરવી ફેરવીને મારો પાસ ખૂબ તપાસ્યો. તેના મ્હોંપર અવિશ્વાસની છાયા જોઇ મારો સાસ સુકાઇ ગયો. જમાદારે સંદેહભરી દૃષ્ટિએ મારા તરફ જોયું અને કહ્યું, " ભાઇ, તું કોણ છે ? તેં તો ઘણા વેશ બદલ્યા છે. ખરા આઇવન ડ્રેકોવિચના અવસાનની ખબર અમને કયારની મળી ચૂકી છે. હું તને કેદ કરૂં છુ. "

આ શબ્દો તેના મ્હોંમાંથી નીકળતાં વેંત પોલીસ ચોકીમાંથી કૂદકો મારી સડક પર દોડવું શરૂ કર્યું. પાંચ છ પોલીસ કોન્સ્ટેબલ મારી પાછળ દોડયા. સારે નશીબે એ વખતે અંધારૂં થઇ ગયું

હતું અને સડક પર ઘણા થોડા માણુસો જોવામાં આવતા હતા. જીવ લઇને નાસતો નાસતો હું સમુદ્રકિનારે આવી પહોંચ્યો. પાછું ફરીને જોયું તો પેલા પોલીસો મારી પાછળ દોડતા આવતા હતા. મેં વિચાર્યું, હવે શું ? મારી પાસે જ એક હોડકું પાણીમાં પડેલું જોયુ. સમય સૂચકતા વાપરી મેં તો પાણીમાં ઝંપલાવ્યું અને પેલા હોડકામાં ચઢી બેઠો. અને જે દોરડાથી તેને બાંધવામાં આવ્યું હતું તે દોરડું કાપી નાંખ્યુ. પોલીસ મારી પાસે આવી પહોંચે તે પહેલાં તો કેટલેયે દૂર હું નીકળી ગયો અને અંધકારમાં અદૃશ્ય થયો. આ સમય મારા જીવનમાં કટોકટીનો હતો. કેટલીક મિનિટ પછી સ્થિર બની મેં જોરથી હલેસાં મારવા માંડયાં અને થોડાજ વખતમાં પેલી કેનેડીઅન સ્ટીમર પાસે આવી પહોંચ્યો.

સ્ટીમર પર જઇ કપ્તાન સાહેબને મળ્યો. તેઓ ઘણા સહૃદયી હતા. મેં એક પછી એક મારી રામકહાણી તેને સંભળાવી. બધુ શાંત ચિત્તે સાંભળી ભારે માનપૂર્વક મને તેમણે આશ્રય આપ્યો. પ્હો ફાટયો અને સ્ટીમર ત્યાંથી ઉપડી. સૂર્યનાં દર્શન થાય તે પહેલાં તો પેટ્રોપલાસ્કની સીમા દેખાતી પણ બંધ થઇ ગઇ. એક મોટો નિઃશ્વાસ નાખી પરમાત્માનો મેં ઉપકાર માન્યો.

ત્રણ અઠવાડિયા પછી હું વાનકુંવર ઉતર્યો, થોડાક દિવસ ત્યાં વિસામો લીધો. અત્યંત શાંતિમાં દિવસો ગુજાર્યા પછી, ત્યાંની નિહિલિસ્ટ સમિતિ પાસેથી જોઇતું નાણું મેળવી હું ઇંગ્લંડ જવા ઉપડી ગયો.

# પ્રકરણ ત્રીજું

લંડનમાં રહેનાર સૌ કોઇને સારી પેઠે જાણ છે કે દુનિયાભરનાં ગુપ્ત મંડળોની એ શહેરમાં શાખાઓ છે. લંડનના વાયવ્ય કોણના એક મહોલ્લામાં એક મકાનની અંદર નિહિલિસ્ટ સમિતિનું કાર્યાલય છે. ત્યાં, અગત્યનાં પ્રસંગે સભાઓ મળે છે, ચર્ચાઓ થાય છે, નિર્ણયો બંધાય છે; અને એ નિર્ણયો ત્રણ ચાર મહીનામાં પૂરેપૂરા અમલમાં આવે છે, ત્યારે જગત આખામાં ભયનો સંચાર થઇ રહે છે.

હું એવો તો મૂરખ નથી કે એ મહોલ્લાનું નામ કહી દઉં; પરંતુ, મારી કથની કહેતાં હું એ મહોલ્લાને 'ઓરેંડ ગાર્ડન'ને નામે ઓળખાવું છે.

એના મકાનો જૂની ઢબના છે, એકએકથી અળગાં છે. એની વચ્ચેથી એક સડક જાય છે, અને એ સડકથી કેટલેક છેટે, એક જૂનું મકાન ઉભું છે. એ મકાનની ચોપાસ એક બગીચો છે; તેમાં વિધવિધ રંગી ફૂલોના ફાલ ઉતરે છે, ફૂલોની સુગંધી મ્હેકે છે. એનો દરવાજો ઉંચો છે, એની બાંધણી જૂની પણ મોહક છે. મકાનની ભવ્યતા, ચોમેર ફરતો

જે રાજાના કર્મચારીઓ આવા અત્યાચાર ગુજારે છે, જે રાજાના રાજ્યમાં આવા જુલ્મ ગુજરે છે, તે રાજાની રાજ્યવ્યવસ્થાના ટૂકડે ટૂકડા કરવા માટે જો અમે હાથ ન ઉગામીએ, અમે જીવન સોંઘાં ન કરીએ તો દુનિયામાં દેહ ધારેલા વ્યર્થ છે; અમે એ રાજ્યપ્રણાલીને ઉખેડી નાંખવા રણાંગણમાં ન પડીએ તો સંસારમાં અમારૂં આવવું ફોગટ છે. મોંઘા મનુષ્ય અવતારનું સાર્થક તો ત્યારેજ થાય જ્યારે અમે અમારા દેશબન્ધુઓને અત્યાચારથી બચાવીએ. જુલ્મના ભોગ થતા ઉગારીએ; સ્વાધીનતાનાં દર્શન કરીએ, અમારા પ્રિય સ્વદેશને સ્વતંત્ર કરીએ; સમ્રાટ ઝારની સત્તાને મરોડી મચડી નાખીએ, ગુલામી દફનાવી દઇએ, આઝાદ થઇએ. વાચકો! નિહિલિસ્ટ સંપ્રદાયનો આજ ઉદ્દેશ છે તમે વિચાર કરો, અને બતાવો આ ધ્યેય પાપમય છે કે પુણ્યમય? આ ઉદ્દેશને સિદ્ધ કરવા માટે મેં શું શું કર્યું છે તે હવે પછી જાણમાં આવશે; પણ, વાચકોને અહીં જણાવી દેવુ જોઇએ કે થોડાજ દિવસમાં હું નિહિલિસ્ટ સંપ્રદાયનો ચુસ્ત ભકત બન્યો હું, એમ મને સૌ કોઇ ઓળખે છે. હું વિપત્તિથી ડર્યો નથી, મોતની બ્હીકથી ડર્યો નથી; હથેળીમાં મૃત્યુને નચાવતો હું મારા કાયમાં ઘૂમું છું. મને અડગ ભકત તરીકે બધા ઓળખે તેનું કારણ આજ હોઈ શકે.

હું ન્હાનો હતો, અને નિશાળે જતો હતો ત્યારે મેં અંગ્રેજી અને ફ્રેંચનો અભ્યાસ કર્યો હતો. મારો એ ભાષાઓ ઉપર એવો કાબુ છે કે મને સાંભળનાર કોઇ પણ એમ શંકા ન કરે કે એ ભાષાઓ મારી માતૃભાષા નથી.

બચપણમાં અંગ્રેજી અને ફ્રેંચનું મારૂં જ્ઞાન કમ હોત, મર્યાદિત હોત, તો મારા ઉદ્દેશની સિદ્ધિમાં મને કેટલી અડચણ નડત! બેઉ

ભાષામાં હું પ્રવીણ છું એમ જાણીને મારી સમિતિએ મને અનેક ગુપ્ત કામો સોંપ્યાં હતાં અને મેં કર્યાં હતાં. મને કામ સોંપતી વખતે સમિતિના પ્રમુખે ભારપૂર્વક કહ્યું હતું કે તમને જે કામ સોંપવામાં આવે છે તેમાં ભારે સાહસની જરૂર છે; અને કેટલીક વખત તો તમારે જીવના જોખમે કામ કરવું પડશે.

પ્રમુખનાં વચનોથી મને જરાયે ક્ષોભ થયો નહિ. ડર મને ડારી શકતો નહિ; કારણ કે હું જાણું છું કે ડર એ જાનવરનું નામ છે. ઇશ્વરની કૃપા મારા પર હતી કે મારામાં તેણે ઓછું સાહસ મૂક્યું ન હતું. રમતોમાં બાળકો જેટલા ખુશ થાય છે તેટલો વિપત્તિઓમાં મને આનંદ થાય છે. દિવસ અને રાત મારું કામ મારા મનમાં રમતું; મારું ધ્યાન મારા કામમાં રહેતું. ટૂંકમાં, મને સોંપેલું કામ જીવને જોખમે કરવામાં જ મને હર્ષ થાય છે. એવું કામ મારે માટે યોગ્ય જ છે. હું મૃત્યુને સામી છાતીએ મળી શકું એવો છું', એવી નિહિલિસ્ટ સમિતિમા મારી પ્રતિષ્ઠા પડી હતી.

'ઓલ્ડ ગાર્ડન' માં હું છ માસ રહ્યો, અને દરમીઆન લંડનના સામાજિક જીવનથી વાકેફ થયો. લંડનના નિહિલિસ્ટો સાથે મારે ગાઢ સંબંધ બંધાયો; તોપણ, હજી સુધી અમારા લોકોમાં સ્થિરતા આવી નથી. પાણીના પરપોટાની માફક અમારૂં મન હજી ચંચળ છે. એમ છતાં, અમારી વચ્ચેનો સ્નિગ્ધ સ્નેહ બનાવટી નથી, નથી ક્ષણજીવી, પરંતુ કાયમનો છે, સ્થિર છે.

હું લંડન આવ્યો તે પહેલાં જ અમારા સંપ્રદાયના એક ભકતને એક મહાન કાર્ય સોંપવામાં આવ્યું હતું. એ ભકતનું નામ આયવન ગિરનરાવીચ હતું. સેન્ટ પિટર્સબર્ગમાં આવેલી અમારી સમિતિ સાથે અમુક વિષય પર છૂપી મસલત ચલાવવાનું કામ એને સુપ્રત કરવામાં

આવ્યું હતું. એને સરકારની છૂપી પોલીસ સારી રીતે ઓળખતી હતી એટલે એને એનું કાર્ય ખુબ સાવચેતીથી પાર પાડવાનું હતું. આયવને એક સોદાગરનો વેશ લીધો, અને નકલી સોદાગર બની ફ્રાંસ જવાની ટીકીટ મેળવી. ફ્રાંસમાં જઇ માર્સેલ્સ બંદરથી ' ઓડેસા ' નામના જહાજમાં તે સેન્ટ પિટર્સબર્ગ ઉતર્યો. આયવાન ફ્રાંસને રસ્તે રસ્તે શા માટે ગયો હશે? આટલો બધો ફેરો ખાઇ તે કેમ ગયો હશે? લંડનની પોલીસ આયવનને ખબ પીછાનતી હતી, ને સીધો પીટર્સબર્ગ નીકળતે તો પોલીસને એના પર શકા આવતે અને એનું કામ મુશ્કેલ થઇ પડતે લંડનના જાસુસો એને પકડ્યા વિના રહેત જ કેમ?

કેટલાક દિવસ વહી ગયા પછી ' નવાસ ' છાપાઓમાં ખબર પડી કે રાજકુંવરી કેથ્યકરિયાના ના હુકમ ઉપરથી નિહિલિસ્ટ જણાઈ તેવીસ નિરપરાધી સ્ત્રી પુરૂષોને સાઇબિરીયાની ખાણોમાં કામ કરવા માટે દેશપાર કરવામાં આવ્યા છે.

આ અત્યાચાર વિષે અમે જેટલી જેટલી તપાસ કરી, તે પરથી અમને ચોક્કસ લાગ્યું કે અમારો ભેદ પોલીસ જાણી ગઈ છે, અને તેને જ લીધે આ અત્યાચાર બનવા પામ્યો છે. અમારી સમિતિના અધ્યક્ષે આ બાબતમાં તપાસ કરવા માટે, તથા તે વિષે પગલા લેવાં માટે પાચ સભ્યોની એક કમિટિ નીમી. તે કમિટિના પાચ સભ્યોએ ખૂબ ચર્ચાઓ કરી, તર્કવિતર્કો કર્યા, અને આખરે નિર્ણય કર્યો ' રાજકુમારીનું ખૂન કરવું '

ન્યાયાસન પર આરૂઢ થયેલો ન્યાયાધીશ: પ્રાણાન્ત દંડની સજા આપે, તોપણ તેમાંથી છટકી જવાનું, આરોપીને જડશે, રશિયાનો સર્વશક્તિશાળી ઝાર કોઇને ફાંસીને લાકડે વધેરવાનું નક્કી કરશે

તો તેમાંથી એ બચી જવાનું કદી બની શકશે; પરંતુ, અમારી નિહિલિસ્ટ સમિતિએ જો દેહીને શબ બનાવવાનો હુકમ આપ્યો તો તે હુકમમાંથી કોઈથી પણ છટકી શકાય જ નહિ. મનુષ્ય ચાહે તેટલો પ્રતિષ્ઠાવાન હોય, ચાહે તેટલો ગરવો હોય, ચાહે તેટલો સત્તાવાન હોય તોપણ નિહિલિસ્ટના પંજામાંથી તે છૂટી શકેજ નહિ; તેના છૂટવાના પ્રયત્નો વ્યર્થજ સમજવા; તેને આશા મરવાની જ રહેશે, જીવવાની નહિ.

રાજકુમારીનું ખૂન કરવું એ તો નક્કી થયું, પણ તેને મારવા કોણ જશે? તે વિકટ અને જોખમભર્યું કામ પાર ઉતારવાનું બીડું કોણ ઝડપશે? નિહિલિસ્ટ સમિતિમાં આ વિષે વિચારોની આપ લે ચાલી અને સામાન્ય નિયમ મુજબ આખર ઠેરવવામાં આવ્યું કે ચિઠ્ઠીઓ નાખવી. અને જેમાં જેનું નામ આવે તેણે રાજકુમારીને ઠાર કરવા ઝંપલાવવું. રાજકુમારીનું ખૂન કરવા કોણ ભાગ્યશાળી થશે? મેં નહોતું જાણ્યું કે મારૂંજ નામ ચિઠ્ઠીમાં આવશે. ચિઠ્ઠી નીકળી અને હું જ રાજકુમારીને મારી નાખવા માટે નિમાયો!

રાજકુમારીને મારે મારી નાખવી! એના શરીરમાંથી એના આત્માને મારે છૂટો પાડવો! જેનું મ્હોં મેં કદી જોયું નથી, જેણે મારૂં કશું બુરૂં કર્યું નથી, તેને, રશિયાના રાજાધિરાજ ઝારની યુવતીને, મારે ઠાર કરવી! તેના કાળજામાં છરી ભોંકી તેને યમસદન પહોંચાડવી! ગોળી તાકી તેને વીંધી નાખવી! અરે! કેટલી નિષ્ઠુરતા! પણ હું નિહિલિસ્ટ છું; રશિયામાં સ્વતંત્રતાનો ઝુંડો ફેરવવા તરસ્યો છું. કેમ ડગું! પાકો નિહિલિસ્ટ કેમ ચળે! સાત આકાશ પડે તોયે ડગલું પાછું કેમ ભરૂં!

મારો અંગત શત્રુ મારી પાસેથી દયા મેળવી શકે, પરંતુ જેનો પ્રાણ કાઢી લેવા માટે મને આજ્ઞા અપાઈ છે,

તેને મારાથી ક્ષમા કેમ અપાય ? ક્ષમા આપવાનો મને અધિકારજ શાનો ? અને, હું જો ક્ષમા આપું, અને સમિતિની આજ્ઞા ઉથાપું તો મારે જાતે મારો પ્રાણ ન ગુમાવવો પડે? નિહિલિસ્ટ! નિહિલિસ્ટ સમિતિનો હું સભ્ય! અને નિહિલિસ્ટ સમિતિની આજ્ઞાને ઓળંગું તો મારે મારૂં લોહીજ આપવું પડે; નિહિલિસ્ટ માટે આજ્ઞાભંગની એજ શિક્ષા છે.

હું વિચાર વમળમાં વિંટળાવા લાગ્યો. મારૂં હૈયું હજી પત્થર જેવું કઠણ ન્હોતું બન્યું; અને, ખરૂં પૂછો તો રાજકુમારીની મારી સમિતિમાં જ્યારે ચર્ચા ચાલી ત્યારે મારૂં હૃદય ખળભળી ઉઠ્યું હતું. ખૂન કરવા માટે સમિતિમાં કેવી નિર્ભયતાથી વાતો થતી! અને હું, હજી કઠોરતામાં ન કસાયલો, એ ચર્ચાથી કેટલો પીગળતો! મારા મ્હોં પર મારા અંતરના ભાવોએ રેખા પાડી; મારી નજીક બેઠેલા એક સભ્યે તે પારખી; અને મને તેણે દલીલથી સમજાવવા માંડ્યો. તેણે કહ્યું, " રાજકુમારીએ વીસથી પણ વધુ માણસોના જાન હણ્યા છે; એટલે હવે તેનો જાન લેવોજ જોઇએ. જ્યારે તમારા નામની ચિઠ્ઠી નીકળી છે ત્યારે તો તમારે એ કામ કરવુંજ પડશે "

નક્કી થયું, મારે રાજકુંવરીનો જીવ લેવોજ. રાજકુંવરી ક્યાં ફરતી હશે! મારે તેને બહુ ઢુંઢવાની જરૂર નહતી. તે થોડાક દિવસ થયાં લંડનમાં આવી હતી; અને એનું મકાન હાઇડ પાર્કમાં હતું.

રાજકુમારીને શોધવા માટે, હું ખૂબ ભટકતો હતો, તેની આકૃતિ જોઇ લેવા માટે હું લાગ શોધ્યા કરતો હતો. એક વખત હું થિયેટરમાં નાટક જોવા ગયો. મારી પાસેની બેઠક પર એક સુકુમાર રમણી બેઠી હતી. તેનું શરીર નાજુક હતું, તેનું સૌંદર્ય મોહક હતું, જોબનના તે પૂર બ્હારમાં હતી. તેનો પોશાક કાળો અને કિંમતી હતો,

તેનાં આભુષણો મહા મુલ્યનાં હતાં; તેના પાતળા હાથોમાં લાલ હીરાની બંગડીઓ હતી, તેનાં કંઠે હીરાનો ઝગઝગનો હાર લટકતો હતો; તેનાં વસ્ત્ર, તેનાં આભૂષણ ચિત્તાકર્ષક હતાં. જોનાર એના તેજથી ઝંખવાણો પડી જતો. એની ભવ્યતા સૌને આંજી દેતી. સૌંદર્યની પ્રતિમા સમી એ સુંદરી કોણ હશે? જેની ઝાંખી લેતાંજ મારા દિલમાં વલોપાત થવા માડયો, અંતરમાં ભાવ ઉછળવા લાગ્યા, તે કોણ હશે! શું મારે આ મનોહર મૂર્તિનાં પ્રાણ લેવાનાં છે? શું આજ રાજકુંવરીને મારે ઠાર કરવાની છે? વિચારોનાં મોજાં મારા મનમાં ચઢવાં લાગ્યાં, અને હું સ્તબ્ધ બની ગયો. ફરી હું મનમાં બોલ્યો, ' શું આ રમ્ય રમણીને મારે મારવી પડશે!' મારા મ્હોં પર વિષાદ છાયા ઉતરી; ચોવીસ વર્ષની લાગતી એ નાજુક સુંદરીને મારી નાખવાના વિચારે મારૂં હૃદય ખભળી ઉઠયું.

પણ રાજકુંવરી કેમ નિરાશ લાગે છે! એનાં મ્હોં પર હાસ્યની સુરેખ કાં નથી ફરકતી! એની હરિણુશી ચપળ નેનનોમાં કીકીઓ દોડધામ કરી મુકે છે; એના સુંદર વાળમાં હીરો ઝળકી ઉઠે છે. કાળી ઘોર રજનિમાં એના હીરાનો ઝગકાટ વાતાવરણમાં તેજ ચમકાવે છે. સાચું પૂછો તો હું કહીશ કે મેં મારા જન્મારામાં આવી સુંદર સુંદરીનાં કયાં ય દર્શન કર્યાંજ નથી. એનું સૌંદર્ય કેટલું અપૂર્વ! જન્મોજન્મની તપસ્યા છતાં આવું સૌંદર્ય પ્રાપ્ત કરવું દુષ્કર છે. અને, એવી સુંદર રમણીને, રાજવંશમાં અવતરેલી રાજકુંવરીને, સૌંદર્યની મુર્તિને મારે મારી નાંખવી! શું મારાજ ભાગ્યમાં એના ખુની થવાનું લખાયું હશે! ફરી પાછો હૃદયમાં હું ગોથા ખાવા લાગ્યો. વિચારોએ ફરી મને ઘેરી લીધો.

થિયેટરમાં શું બન્યું, શું ગવાયું, શું ભજવાયુ તેની મને સુરત નથી. મારૂં ધ્યાન એ રાજકુવરી પરજ ચોંટયુંજ હતું; મારી આંખો એના મ્હોં પર ઠરી હતી. પક્ષીના પીંછાવાળો પંખો હલાવતી હલાવતી, રશિયાની રાજયુવતી મારા તરફ વારેવારે જોયા કરતી હતી; હું એકી નજરે એને જ જોતો. અમારી આંખો મળી, અને તેણે પોતાનું મ્હોં નીચે નમાવ્યું; ગ્લાનિએ અમારા બન્ને પર સામ્રાજ્ય જમાવ્યું.

રાજયુવતી નાટકનો કાર્યક્રમ વાંચવા લાગી, એક ધ્યાનથી નાટક જોવા મંડી. પહેલો અંક સમાપ્ત થતાં હું સીગરેટ પીવા બહાર જવા ઉઠયો. ઉઠતાં એ રમણીને અચાનક હળવો ધક્કો લાગ્યો. મારી માતૃભાષામા મેં તે માટે તેની ક્ષમા માગી, અને તેણે હસતા હસતાં મારી જ ભાષામાં મને જવાબ વાળ્યો, " તમારો કશો અપરાધ નથી. તમે મારી ક્ષમા માગો છો, તે બદલ તમે મારા ધન્યવાદ સ્વીકારો." આવા મીઠા બોલ મેં કદી સાંભળ્યા જ ન હતા. મારાં જીવનમા આ જ વખતે આવા ભાવભીના શબ્દો મારે કાને આવ્યા.

અરે! હાય! શું મારે એ રાજકુવરીને મારી નાખવી! શું એની મીઠી જબાનને મારે ડામી દેવી! શું એના સૌંદર્યને મારે છૂંદી નાખવું! શું પૃથ્વી પરથી એને પાર કરવી! શું! હાય! મારે મારીજ નાખવી! મારે માથે ફરજ આવી છે, મારે મારીજ નાખવી!

અમારા દળના માણુસો પાસેથી રાજકુમારીની મેં માહીતી મેળવી હતી. તે રશિયાના રાજરાજેન્દ્રના ભાઇ, કચકારિફના ઉમરાવને, પરણી હતી. તેમનાં લગ્ન દેહનાં હતાં, દિલનાં નહિ. રાજરમણી સરવરમાં ખીલતા કમળની માફક પ્રફુલ્લતી હતી; રાજપુત્ર જૂની પુરાણી રાજનીતિના ઝંઝાવાતમાં ચગડોળે ચઢતો હતો. એની ઉમ્મર ધસાતી

હતી, રાજયુવતી કરતાં એ ત્રીસ વર્ષ મોટો હતો. બન્નેના હાથ મળ્યા હતા, પરંતુ હૃદય ન્હોતાં મળ્યાં. રાજયુવતીનું મન રાજકુમારમાં ન્હોતું. એના દર્શનની યે એને સૂગ ચઢતી હતી. લગ્ન તિથિને એક વર્ષ વીતી ગયું છે, છતાં હજી તેમનાં બન્નેના મન એક થયા નથી. તેઓ અવિભક્ત નથી, વિભક્ત છે. તેઓ એક બીજાથી અળગાં છે, એટલું જ નહિ, પરંતુ તેમના દિલમાં ખટાશ છે. વિવાદ [illegible] વીતી ગઈ છે અને [illegible] જુદાં રહેતાં થયાં છે. [illegible] હાથ ઝાલનાર વૃદ્ધ શાહજાદો '[illegible]' નામના [illegible] પોતાના [illegible] જ્યારે રાજયુવતી પોતાની એક [illegible] સાથે, કદી [illegible] [illegible] લંડનમાં પોતાના દિવસો વીતાવે છે.

[illegible] એવો ખ્યાલ હતો કે રાજકુમારી કંઈ ચાલુ [illegible] લંડનમાં આવી હતી. અને તેમાં એટલે સુધી માનતા હતા " [illegible] કેમ [illegible] પણ તેને છાપાંનું હતું. હજારો માણસોને આ માન્યતામાં વિશ્વાસ હતો, અને એ વાતને સત્ય તરીકે સ્વીકારતા હતા.

પણ, રાજયુવતી કોઈને બ્હાર મળતી જ નહિ, કોઈને મળવા કદી જતી જ ન હતી. અને એમ પણ નથી કે એના મકાનમાં તેઓ પુરુષોનો મેળાપ કરે છે. લંડનમાં એના મિત્રોની સંખ્યા આંગળીને વેઢે ગણાય તેટલી છે, અને બહુજ કમ માણસોને તે પોતાને ઘેર જમવાનું ન્હોતરું આપે છે. તે જ્યાં જ્યાં જતી તેનો હેવાલ છાપાંઓ આપ્યા કરતાં. એને ઢુંઢવામાં મેં કેટલાયે દિવસો ગાળ્યા છે, પણ મને તે આજે જ મળી. મારા દિલમાં મને થયું આજેજ 'તેની સાથે ઓળખાણ કરી શકું તો કેવું સારું!'

થિયેટરમાં ભજવાતું નાટક પૂરૂં થવા આવ્યું, પૂરૂ થયું, છેલ્લો પડદો પડયો. વિજળીની ઝગઝગતી બત્તીઓ બુઝાવા લાગી, અને પ્રેક્ષકો ઉતાવળથી ઉઠી ચાલવા લાગ્યા. હું વિનયપૂર્વક રાજકુમારી પાસે ઉભો રહ્યો. મારી રશિયન ભાષામાં મેં તેને કહ્યું, "શ્રીમતી ! આપ એકલાંજ લાગો છો: આપની આજ્ઞા હોય તો આપને માટે ગાડી લઇ આવું."

યુવતી સ્હેજ સંકોચાઇ, અને મ્હોં પર સ્મિત ફરકાવ્યું; મીઠી અંગ્રેજીમાં, કોમળ શબ્દોમાં મને ઉત્તર આપ્યો, "મહાનુભાવ ! મારા ધન્યવાદ સ્વીકારજો. મારા ગાડીવાળાનો પોશાક ખાખી રંગનો છે."

આ સાંભળી હું અદબપૂર્વક બોલ્યો, "શ્રીમતી ! આપનું નામ જણાવી મને કૃતકૃત્ય કરશો."

અને, મને તેણે કહ્યું, "રાજકુમારી કુચકારિફ. આપણે બન્ને એકજ દેશના છીએ, નહિ !"

હું હસ્યો; મેં જણાવ્યું "આપનું અનુમાન ઠીક છે. પરદેશમાં સ્વદેશના વતનીને જોતાં બહુ આનંદ થાય છે."

પછી, મારા નામ તથા શિરનામાવાળો એક કાર્ડ મેં રાજ-યુવતીને આપ્યો. લંડનમાં. મેં 'સેફ્ટ સવમી એવન્યુ'માં એક મકાન ભાડે રાખ્યું હતું, એટલે તે મુજબનું મેં મારૂં રહેઠાણ લખી આપ્યું હતું.

થોડીક વાર વાતચિત કર્યા પછી, રાજકુમારીને મેં ગાડીમાં બેસાડી. ગાડીમાં બેસતાં બેસતાં ફરી એક વાર તેણે મારા સામું જોઇ હાસ્ય કર્યું, અને મને ધન્યવાદ આપી ગાડી હંકારી મૂકી. હું તો એ ગાડી ઉપડી ગઇ પછી, ચિંતાતુર ચહેરે મારા મુકામ તરફ વળ્યો.

પછીનાં અઠવાડિયામાં એક બે વાર હુ રાજ્યુવતીને ઘેર મળવા ગયો. તેની વાતચિત ઉપરથી મને લાગ્યુ કે તે મારાથી નાખુશ નથી એક દિવસ મને તેણે જણાવ્યું "ગુરૂવારે હું બ્હાર જતી નથી. તે દિવસે આપ અહીં ન આવો ! તમારી સાથે વાતો કરતાં મારૂ હૈયું પ્રસન્ન થાય છે. તમે આવશો ને ?"

અંતરથી મેં તેના આભાર માન્યા અને તેનું નિમંત્રણ સ્વીકાર્યું. ધીરે ધીરે રાજકુવરી સાથે મારો સબંધ ગાઢ થતો ગયો. પિછાન સ્નિગ્ધ થતી ગઇ

ગરમીના દિવસોમાં એક વખત હુ રાજકુવરીને મળવા ગયો. મારી પાસેની આરામ ખુરસી પર રાજ્યુવતી બેઠી હતી. તેની નજર બારી બ્હાર હતી. સંધ્યાનો સમય હતો. અસ્ત થતા સૂર્યનાં કિરણો એના ઉપર પડતા હતાં. એની સુંદરતાની સુકુમારતામાં વધારો કરતાં હતાં.

મને શરમ આવે છે, હું કબૂલ કરી દઉ છું કે 'રાજ્યુવતીને હું ચાહુ છું, આટઆટલા દિવસોની મુલાકાત, કઇ દિવસોની મીઠી મધુરી વાતો, હૃદય હૃદયની ઓળખાણ ! રાજકુંવરીના હું પ્રેમમાં પડયો છું. મારા હૈયામાં એનાં હેતનો સાગર ઘૂઘવે છે, રાજકુવરી તરફ મારો સ્નેહ ઉછાળા મારી રહ્યો છે. એનુ અનુપમ સૌંદર્ય, એનો કિન્નરકંઠી સૂર, એના ગાનની કુશળતા ! રાજ્યુવતીએ મારૂં મન હરી લીધું છે. આજે મારા હૃદયના સિંહાસન પર એ દેવીની પ્રતિષ્ઠા છે. પછી આ હૃદયેશ્વરીને મારવી ! મારો નિહિલિસ્ટ ધર્મ શું કહે છે? મારે મારા પ્રેમપાત્રને ઠાર કરવી ! આવા વિચારો પણ મારી તબિયત દુઃખી કરે છે. અરે ! આગની સાથે હું કેમ ખેલું છું !

રાજયુવતીનું મ્હોં જોવા કરતો હતો. એવામાં મારો હાથ મારા ગજવામાં પડ્યો. મારા હાથ સાથે કંઈ અથડાયું; મેં બારીકાઈથી જોયું તો મારી પાસે તેજદાર છરો હતો. આ રાજયુવતીને મારવા માટે હું નિશદિન આ છરો મારી પાસેજ રાખુ છું. પણ હવે કોને મારૂં? શું મારે જાતેજ મારા હૃદયના ટૂકડા કરવા? શું મારેજ મારૂં જીવન દાટી દેવું? મારા અંતરમાં કોયડાઓ બંધાતા ગયા મારી મુંઝવણ શમી નહિ, વધી ગઈ.

ઊર્મિઓમાંથી નિકળતી [illegible] એવામાં મારા તરફ ફરી. મારો ચ્હેરો ગંભીર જોયો. તેના સ્વાભાવિક કુમાશ અને ભોળાશ [illegible] શબ્દોમાં એણે મને કહ્યું, "કેમ આટલી બધી ગંભીરતા! જુવાનીમાં આ ન છાજે, હો."

ભગવાન જાણે હું શું વિચાર કરતો હોઈશ! તેના શબ્દો સાંભળતાં જ હું સફાળો ઊભો થઈ ગયો; રાજયુવતીનો કુમળો હાથ મારા મોં પાસે લાવ્યો, ભીંજાયલા ભાવે ચુંબન કર્યું, પ્રેમની પ્રથમ ઓળખાણ કરી.

મારા પ્રથમ સ્પર્શે રાજકુંવરીનું આખું અંગ કંપી ઉઠ્યું તેના વદન પર લાલાશ છવાઈ, તેનો શ્વાસ જોરથી ઉપડવા લાગ્યો. તેનાં નયણાંમાં પ્રેમનાં સરોવર ભરાયા મારી પ્રત્યે તેણે સ્નેહ ભીની દૃષ્ટિ નાખી. તે મારી વાત એક ધ્યાને સાંભળવા લાગી, મારા કર્મમાં તેણે જરાયે આડખીલી નાખી નહિ; હું કહેતો તે ઉત્સાહથી સાંભળતી અને મારા દિલમાં સ્નેહ ઉભરાવતી. મારો પ્રથમ પ્રણય રાજકુંવરીને એકજ ધ્યાને નિરખી રહ્યો, તેને નમન કરતો રહ્યો. બાહ્ય દશા લોપ થતી ગઈ, આખું વિશ્વ સરી જતું લાગ્યું.

થોડીક ક્ષણુ વીતી અને રાજકુંવરીએ પોતાનુ મૌન તોડયું. ઉ-તેજીત સ્વરે તેણે કહ્યું, "વ્લેડિમર! વ્લેડિમર! ઓ વ્લેડિમર! આ સુખને માટે હું તૈયાર ન હતી. સાચું કહું છું, હો! આની આશા ન્હોતી રાખી. મેં સ્વપ્નામાં યે ન્હોતુ કલ્પ્યું કે તું મારા પર પ્રીત ઢોળશે. હું તને કેટલા પ્યારથી ચાહું છુ. વ્લેડિમર! તને કદાચ એની ખબરે ન હશે; પણ સાચુ કહુ છું. હું તને ચાહું છું, મારા જીગરથી તને ચાહું છું. તને હું પ્રણુય દ્રષ્ટિથી જોતી તેનો બદલો તેં મને આપ્યો છે, તેં મને કૃતાર્થ કીધી છે. આજે મને સુખ લાગ્યું છે; વ્લેડિમર! તેં મ[illegible] આજે સુખી કરી છે."

તેનો [illegible] આગળ જતાં ગ[illegible]ળો થયો; તેના અવાજમાં કરૂણા નીતરી, ને [illegible]ી, "વ્લેડિમર! શું કહું? મારૂં પરણેલું જીવન દુઃખમ[illegible] છે. મા[illegible] વિવાહમા આનંદ નથી, શોક છે; સુખ નથી દુઃખ છે. એ જીવ[illegible]માં અ[illegible]ધકાર અ[illegible]ધ[illegible]ારે ઘેરાયું છે; સુખનું કિરણુ મને કયાં જડે! મે તને જયાં સુધી જોયો ન હતો, ત્યાંસુધી મેં કોઇના તરફ પણુ, કોઇપણુ પુરૂષ સાથે પ્રવણુ કર્યો નથી; સાચુંજ કહું છું મેં કોઇની સાથે પ્રીત બાંધી નથી. કોણુ જાણે શાથી, આપણી આંખો મળી, અને તારાં દર્શને મને ઘેલી કરી મૂકી. આજે વ્લેડિમર! તારી પાછળ હું દિવાની બની છું. જગત એક બાજુ છે, અને મારા વ્લેડિમર! તું બીજી બાજુ છે. સિવાય કશું સૂઝતું નથી. વ્લેડિમર! હુ તને ચાહું છું."

મેં કહ્યું, "કુંવરી! શું તમે મને ચાહો છો? શું તમે મને તમારો પ્રેમપાત્ર બનાવ્યો છે."

પ્રેમભીની આંખે તેણે મને કહ્યું, "હા, વ્લેડિમર! હા! પ્રીતમ! તને ચાહું છું; તારા દિલની હું દાસી બની છું; હું તારી થઇ છું. મારૂં જીવન અત્યાર સુધી વ્યર્થ વહ્યું છે, મારૂં જોબન અત્યાર સુધી એળે ખીલ્યું છે. તારા સિવાય ઓ મારા વ્લેડિમર! હું કોઇને ચાહતી નથી. એક દિવસ એવો ઉગશે, જ્યારે તું મારા પ્રેમની ગંભીરતા સમજશે; હું કેવી છું તેની તે દિને તને ઓળખ થશે. આજે મને પાગલ સમજી તું અવગણુશે; પણ વ્લેડિમર! મારી આશા સફળ થશે ત્યારે તું જોશે કે મારો પ્રેમ ઉભરો શમી જશે અને શાંત સરવરીઆં માફક મારા દિલમાં સ્નેહનીર વહેશે. મારા હાથ ઝાલનાર સાથે મારો સબંધ હું તોડી નાખીશ, મારા વિવાહ ફોગ કરીશ; અને તને, મારા હૈયાના હારને, વરમાળ પહેરાવીશ. મારે તારી વાત પૂછવી નથી. બસ, તું મારો પ્રીતમ છે, હું તારા પ્રેમની દાસી છું."

એણે એનું બોલવું પૂરૂં કર્યું, અને મારા અંકમાં માથું ઢાળ્યું. મારો અંક એના આંસુથી ભીંજાઇ ગયો. કુંવરી મોટે સાદે રોવા લાગી. ખોળામાં સૂતેલી એ રાજકુંવરીને, મારા પ્રેમપાત્રને, અનિમેષ નયણે હું નિરખ્યા કરતો હતો.

રાજયુવતીને મેં ઉઠાડી સ્નેહથી આશ્વાસન આપ્યું, "તારી છાયાની માફક હું તારી પાસે રહીશ." મેં જેને આવો પ્રેમી દિલાસો આપ્યો, તેનેજ મારી નાખવાની મેં પ્રતિજ્ઞા લીધી છે. મારી સમિતિએ મને હુકમ આપ્યો છે. તે ક્ષણે એ બધું હું વીસરી ગયો અને ફક્ત મારી રાજકુવરીમાંજ સર્વસ્વ નિહાળી રહ્યો. મારી પ્રતિજ્ઞા મારા દિલમાંથી તે ક્ષણે ખસી ગઇ, અને મારા અંતરમાં આ પ્રેમલ મૂર્તિએ સ્થાન મેળવ્યું.

કુંવરી ઉભી થઇ અને રડવું રોકી ફરી તેણે પોતાની કથા આગળ લંબાવી. દુઃખઝરતા શબ્દોમાં તેણે કહ્યું, "વ્લેડિમર ! મારા જીવનની તું શું વાત જાણે ! મારાં દુઃખ તું શું જાણે ! મારી જીંદગી ખલાસ થઇ છે ! મારી કથામાં કરૂણા છે. હું ફ્રેંચ માતાની પુત્રી છું, મારા પિતા રશિયાના સમ્રાટના અમાત્ય છે. મારા બાળપણના દિવસો મોસ્કોમાંજ મેં ગાળ્યા છે. રશિયાના રાજાધિરાજના કુટુમ્બમાં હું ઉછરી છુ. મારા બાપુએ રશિયાના ઝારના એક સગા સાથે મારો સંબંધ જોડયો. મારા હાથ ઝાલનાર પાસે શક્તિ છે, સંપત્તિ છે; ધનના એને ઘરે ભંડાર ભર્યા છે. પણ, વ્લેડિમર ! હૈયાનો એ નિષ્ઠુર છે, એના દિલમાં દયાનો એક છાંટો પણ નથી. સારા જગતમાં એના જેવો કઠોર કોઇ ન મળે ! અરે ! કોઇ એટલો ઘાતકી ન હશે ! હું પરણી પણ મારૂં મન તેને વર્યું નહિ. મારા લગ્નને છ મહીના થયા ન થયા એટલે એક અસભ્ય માણસની માફક મારા તરફ એણે વર્તાવ કરવા માંડયો, એણે મને માર માર્યો. વ્લેડીમર ! જોને, હજી મારા શરીર પર એના ક્રૂર કૃત્યોની એંધાણી છે. હવે કહું ! એ મારો હાથ ઝાલનાર ! ફ્રાંસની વેશ્યાઓ સાથે ગુલ્તાન કરે ! આનંદની હોરીઓ ખેલે ! કેટલા દિવસ આ બળતું જીગર એ અત્યાચાર સહ્યા કરે ! મારી આંતરડી કકળે છે. વ્લેડીમર ! મારું દિલ જલે છે. એ દુઃખવહ્નિથી બળીઝળી હું અહીં છટકી આવી છું. અરર ! મારું જીવન કેટલું દુઃખી !"

ઉંડો નિસાસો નાખી મેં કહ્યું, "જગતમાં શું એવા સ્વામીએ પડયા છે ખરા કે જેઓ તમારા જેવી ગુણિયલ સુંદરીઓને અત્યાચારથી રીબાવે !"

મારા નિસાસાયુકત સવાલના જવાબમાં રાજકુમારી બોલી "વ્લેડિમર, હજી તો મારી કહાણી તેં આખી સાંભળી નથી. કેટલાક દિવસો પછી મારા પતિએ સ્ટીફન નામના માણસ સાથે ષડ્યંત્ર રચ્યું, વિવાહ તોડવાની કોશીશ કરી. મને એ વાતની ખબર પડી ગઇ, અને એ ષડ્યંત્રને નિષ્ફળ કર્યું. હું પછી, ત્યાંથી ભાગી; પેરીસ, વીએના અને બ્રસેલ્સમાં રવડી રવડી હું લંડનમાં આવી છું. મારા જીવનની સર્વ આશાઓના ચૂરેચૂરા થઇ ગયા છે; ભગ્નહૃદય બની હું અહીં આવી છું. પરંતુ, અહીં......

હું બોલ્યો, "પરંતુ, અહીં તમે મને મિત્ર તરીકે સ્વીકાર્યો."

રાજકુમારી આદર સહિત મારા માથા પર હાથ ફેરવવા લાગી, તેની કુમળી અંગુલિઓ મારા વાળમાં નાચવા લાગી. તે ભીના હૃદયે બોલી, "હા, પ્રાણાધિક! હા. આજે તું જ મારો આધાર છે; હું અનાથનો તુંજ નાથ છે. મારી પાસે ઐશ્વર્ય છે, વિલાસ છે; તોપણ મારા જીવનાધાર! મારા જીવનમાં વ્યાકુળતા છે. આજે મારા હૃદયના ખાલી સિંહાસન પર તારી પ્રેમલ મૂર્તિની મેં સ્થાપના કરી છે. હું અભાગીણી આજે ભાગ્યવંતી થઇ છું. મારાં દુઃખ આજે ઓગળી ગયાં છે; અને મારા નાથ! તારા દર્શને મારા સુખના સોણલા સફળ થયા છે. તે બોલી અને મને સ્નેહથી ચુમ્બન કર્યું.

મેં કહ્યું, "હું શું કહી શકું? મારા જીવનમાં આ ધન્ય પળે કેટલી પ્રસન્નતા પ્રસરી છે. હું કેમ વર્ણવું! મને આશા છે કે આ સુખ કદી નાશ પામશે નહિ; આ સ્વપ્ન કદી પૂરાશે નહિ."

"ભલા! પ્રીતમ! એ સુખ કેમ નાશ પામે! આ સુખનું સ્વપ્ન નથી, આ સુખ સાક્ષાત છે. આ સ્નેહમિલન વ્યર્થ કેમ થાય! સાચું કહું છું, મને તારાપર ગાઢ વિશ્વાસ છે, તારામાં અવિશ્વાસનો

છાંટો યે નથી. મારી પાસે ધનની છોળ ઉછળે છે, તો મારા નાથ ! મારે કોનો ડર ?" એમ કહી તરસી આંખે તે મારી તરફ જોઇ રહી.

મારો હાથ ફરી પાછો પેલા છરા પર પડયો. હું શોચના કરવા લાગ્યો. હાય ! આ બધું શું સ્વપ્નું છે ! એક દિવસ આજ છરો શું મારી પ્રિયતમાને ચીરી નાખશે ! શું એની છાતીમાં પેસી એની આંતરડી કાઢી નાખશે ! હાય ! હાય ! મારું શરીર ધ્રૂજવા લાગ્યું, આખે અંગે કંપારી ચઢી.

પણ મેં તે સમે મારા મન પર કાબુ મેળવ્યો; અને કુંઠિત સ્વરે બોલ્યો, " નહિ, નહિ, મને કોઇપણ જાતનો ડર નથી. તમને મેળવીને હું ખૂબ પ્રસન્ન થયો છું; હવે મને કોઇ વસ્તુની જરૂર નથી."

રાજકુમારીએ કહ્યું, " તું મારો છે, હું તારી છું. વિવાહથી જોડાઇશું એટલે આ સુખ ચિરસ્થાયી થશે."

વખત વહ્યો જતો હતો. સૂર્ય ડૂબી ગયો હતો. જોતજોતામાં અંધારું જામી ગયું. હું ખુરસી પરથી ઉઠયો; અને કુંવરીને ચુમ્બન કરવા ગયો, એટલામાં દરવાજાના બારણાં ખખડયાં, ઉઘડયાં; દાસી બત્તી સળગાવવા અમારા ઓરડામાં આવી.

દાસીને સંકોચ થયો, તે પાછળ હઠી; અને વિનયપૂર્વક બોલી, "મેમ સા'બ ! હું તો ધારતી'તી કે તમે બહાર ફરવા ગયાં છો."

રાજકુમારીએ કહ્યુ "નહિ લીલી" આજે હું ફરવા જવા નથી ઇચ્છતી. બબર્ચીને ખબર આપજે કે મહર્દિનફ પણ આજે અહીંઆંજ ભોજન લેનાર છે."

બત્તી સળગાવી દાસી ત્યાંથી વિદાય થઇ. હું રાજકુમારીની પાસે આવી બેઠો. રાજકુમારીની મુખમુદ્રામાં ભારે પરિવર્તન થયું હોય એમ

મને લાગ્યું. ધન, ભોગવિલાસ, યૌવન અને મદમાં સ્વતંત્ર પંખીડા માફક વિચરતી આ રાજકુમારી પ્રેમના પંઝામાં પડી પોતાનું સ્વમાન અને સ્વાતંત્ર્ય બીજાને વેચી ચૂકી છે. એનાં પ્રેમાળ નયનોમાંથી કોમળતાની ધારા વહી રહી છે. મનુષ્ય માત્રને પોતાની માહિતીમાં મોહવશ કરતી આ સુંદરી આજે મારી સમક્ષ બેઠી છે. કયાં સુધી એકી ટસે હું તેનો ચહેરો બારીકીથી જોઇ રહ્યો" એકાએક મારા વિચારોમાં પરિવર્તન થયું. મનમાં થયું કે આવાં સુખ અને શાંતિ વચ્ચે રાજકુમારીની છાતીમાં મારા ખંજરને ભોંકી દઉં? નહિ તો કદાચ મારો પ્રેમ પરિસિમાએ પહોંચતાં હું મારા કર્તવ્ય પથમાંથી પાછો હઠું અને મારું કામ હમેશને માટે અસંભવિત બને; કારણ કે ગમે તે વખતે કોઇપણ સંજોગમાં મારે એનું ખૂન તો કરવુંજ પડશે.

મારી પ્રતિજ્ઞા મારે કોઇપણ ભોગે પાળવીજ પડશે એ વાત હું સારી રીતે જાણતો હતો. જો કદાચ એ પ્રતિજ્ઞા હું પૂર્ણ ન કરી શક્યો તો મારે બદલે કેઇને કોઇ રાજકુમારીનું ખૂન તો કરશેજ કરશે. અને તે સાથે મારી જીવનલીલા પણ સંપુર્ણ થવાનીજ એ નિર્વિવાદ હતું તો પછી શા માટે હું જાણી જોઇને મારી જીંદગીનો નાશ વ્હોરી લઉં? આમ વિચાર કરી હું રાજકુંવરીની ખુરશી પાછળ છૂપી રીતે મારો છરો તેજ કરવા લાગ્યો, પરંતુ આ સુંદર અને જોબનમાં ખીલતા દેહ ઉપર એ છૂરો ચલાવવાનું સાહસ હું નજ કરી શક્યો. ફરી પાછો છરાને મેં સંતાડી દીધો. પછી મારા મન ઉપર ખૂબ કાબુ રાખી સંભાળપૂર્વક હું રાજકુમારી પાસે જઇને બેઠો. ભવિષ્યમાં કેવાં કેવાં સુખો આપણે પ્રાપ્ત કરશું, આપણું જીવનનાવ કેવું સુખ અને શાંતિમાં વહી જશે એવા એવા અનેક તરંગોમાં વાતચીતમાં અમે ડૂબ્યા.

આ બનાવ પછી એક અઠવાડિયે મને મારી સમિતિ તરફથી બોલાવવામાં આવ્યો. સમિતિમાં દાખલ થતાંજ અમારા સભાપતિએ કહ્યું "સાંભળવામાં આવ્યું છે કે તમે સમિતિની આજ્ઞા પાળવામાં મંદતા બતાવી રહ્યા છે. અને ખોટાં બહાનાંઓ આગળ કરી તમને સોંપેલું કામ પાર પાડવામાં તમે વિલંબ કરી રહ્યા છો. બોલો ! સાચે સાચું કહી દો, રાજકુમારીને મારવામાં આટલો બધો વખત તમે કેમ ગુમાવો છો ?"

સમિતિમાં બેઠેલા બીજા પાંચ સભ્યોના તરફ મેં ધારી ધારીને જોયું. નિશ્ચલ પાષાણ પ્રતિમા સમા તેઓ દૃઢપ્રતિજ્ઞ થઈ મારા ઉત્તરની આતુરતાથી રાહ જોઇ રહ્યા હતા.

કંપતા અવાજે મેં જવાબ આપ્યો "હું મારી પ્રતિજ્ઞા અવશ્ય પૂર્ણ કરીશ, પરંતુ હજી થોડા વધુ સમયની જરૂર છે."

"સમય ? હજુ વધારે સમય જોઇએ છે ? એક મામુલી સ્ત્રીના પ્રાણ માટે શું ત્રણ માસ પૂરતા નથી ? અમને ભરોસાપાત્ર ખબર મળી છે કે તમે એ યુવતીના પ્રેમમાં પડયા છો. તમે તમારો આત્મા અને તમારૂં સર્વસ્વ તેનાં ચરણે ધરી દીધું છે. જેની છાતીમાં તમારો તીક્ષ્ણ છરો ખોસવાનો છે તેનીજ સાથે તમે પ્યાર કરો છો. પરંતુ યાદ રાખો, કોઇપણ સંજોગોમાં રાજકુમારીનું જીવન સલામત નથી. આ દુનિયામાંથી હંમેશને માટે તેને વિદાય લેવીજ પડશે.

હાથમાં છરો લેતી વખતે તમે જે પ્રતિજ્ઞા કરેલી તે ભૂલી જવાથી કંઇ વળવાનું નથી. તમારે ગમે તે પ્રયત્ને તેનું ખૂન કરવું જ પડશે, કારણ કે સમિતિ તરફથી એ બાબતમાં છેલ્લો નિર્ણય થઇ ચૂકયો છે. એ નિર્ણયને તમે બ્રહ્મ વાકય માનજો. જો કોઇ પણ પ્રકારે રાજકુમારી અહીંથી નાસી જવા પામશે તો ખબરદાર ! તમારે

તેને માટે જવાબ આપવો પડશે. પરંતુ ફીકર નહિ. અમને તમારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ છે."

આ ઘટનાને એક અઠવાડિયું થઇ ગયું. મારૂં કર્તવ્ય નક્કી કરવામાં હું તદ્દન અશક્ત નીવડયો. લંડનની સડકો પર હું પાગલની માફક રવડતો હતો. મારી પ્રિયતમા રાજકુંવરીની રક્ષા કઇ રીતે કરૂં? તેનો પ્રાણ કેમ ઉગારૂં? મારા મનમાં રાતદિવસ આના આજ સવાલો ઉઠયા કરતા. એનું નિવારણ કરવા મેં અનેક ગડમથલ કરી પણ મને ઉપાય નજ સૂઝયો, સમિતિનો હુકમ પાછો તો ફરેજ નહિ. સમિતિની આજ્ઞા અમલમાં આવ્યા વિના રહેજ નહિ, એટલે રાજકુંવરીની પ્રાણરક્ષાના પ્રશ્નમાં હું ગુંચાઇ ગયો. સારી દુનિયા જાણે છે કે નિહિલિસ્ટો પોતાની પ્રતિજ્ઞામાંથી ડગી શકે જ નહિ: તેઓ પોતાના નિશ્ચયમાં પહાડ જેવા અચળ હોય છે. અત્યાર સુધી અમારી સમિતિએ જેને જેને પ્રાણાન્ત દંડની સજા ફરમાવી હશે, તેને તેને આ દુનિયા છોડવી પડી હશે કાં તો માર ખાઇ પડયા હશે.

આઠમે દિવસે અહીં તહીં ભટકયા પછી, હું 'એલવર્ટ હોલ'માં પહોંચ્યો. તે વખતે રાત હતી. ઘડિયાળમાં દસના ટકોરા થયા હતા. વૃદ્ધ આઇવન મારી પ્રણયી પાસે મને લઇ ગયો. રાજકુંવરીની પાસે હું ગયો પણ રાજકુંવરીની નજરે હું ચઢી શકયો નહિ. અત્યારે તેનાં અંગ પર કિમતી પોશાક હતો, આરામ ખુરસી પર તે પડી પડી સીગરેટના ધૂમાડા કાઢતી હતી અને કંઇક વાંચતી હતી. વિજળીએ એના આખા ઓરડામાં ઝગઝગાટ કર્યો હતો, ચોપાસ જાણે એની ચાદર ન બિછાવાઇ હોય! તેનું ખૂબસુરત અંગ, તેના મુખ પરનાં ભાવચિત્રો એ બધું નિરખી મને લાગ્યું કે તે ખબ આનંદમાં છે.

તેણે એકાએક મારા તરફ ફરી દૃષ્ટિ નાંખી; મને જોતાં તે ઉઠી અને પાસેના મેજ પર મને સ્થાન આપ્યું. તે બોલી, "આજે આખો દિવસ વ્લેડિમર ! મેં તારૂં જ રટણ કર્યું છે. તું તો ખૂબ ઘાતકી છે; અત્યાર સુધી ક્યાં ગયો હતો ?"

મેં એને કશો ઉત્તર આપ્યો નહિ, પણ તે મારા મ્હોં પરથી મારા ભાવ કળી ગઇ. મારા મ્હોં પર અત્યારે ઉદાસીનતા હતી. મારો ઉદાસ ચહેરો જોઇ તેણે મને પૂછ્યું, "શું તને કંઇ બિમારી લાગી છે ? અત્યારે તું કેમ ઉદાસ લાગે છે ? મારા સમ, સાચું કહેજે, તું કેમ આમ નરમ બની ગયો છે ? બિમાર છે ?"

મારા હૃદયના ભાવ મેં દાબ્યા; હસવાનો ડોળ કર્યો અને બોલ્યો, "બિમાર ! અને તે વળી હું ! તમે જાણ્યું જ શું ? મને બિમારી વળગીજ નથી; પણ, કુંવરી ! હું નથી જાણતો, કોણ જાણે શું હશે ! મારામાં દુર્બળતાએ પેસારો કર્યો છે; હું દુર્બળ બન્યો છું."

મારી વાત સાંભળ્યા પછી રાજકુંવરીએ મને કંઇજ પૂછ્યું નહિ. અમે બન્ને બેઠાં બેઠાં સુખ દુઃખની અનેક વીતકો કહેવા અને સાંભળવા લાગ્યા. રાજકુંવરીએ પોતાના કમળ દાંડી જેવા સુકોમળ હાથે મારો હાથ લીધો, અને ચૂમવા માટે હોઠ આગળ આણ્યો; પણ એકદમ મારો હાથ મેં ખેંચી લીધો. જે હાથ એક દિવસ આ રાજકુમારીને ચીરી નાખવાનો છે તે હાથ આટલા આદરને લાયક છે ? નહિ, નથી. અરે ! મારી ચિન્તાની કંઇ હદ છે ! મારા આ વિચિત્ર વર્તનનું કારણ રાજ-કુંવરી સમજી ન શકી. તે તો મારી સામે તાકીને જોઈ રહી; કપતે સાદે તેણે કહ્યું, "વ્લેડિમર ! ખબર છે, તારી તબિયત આજે સારી નથી."

મેં કહ્યું, "નહિં આઇરીણી, હું તદ્દન સ્વસ્થ છું. પરંતુ આપણા બન્નેનો ગાઢ પ્રેમજ મારી ચિંતાઓનું મૂળ કારણ છે."

રાજકુમારી આભી બની ગઇ. અત્યંત વિસ્મયતાથી તેણે કહ્યું, "શું આપણી વચ્ચેનો ગાઢ પ્રેમ?"

હું મારી ખુરસી ઉપરથી ઉભો થઇ ઓરડામાં આંટા મારવા લાગ્યો. રાજકુમારીએ એકદમ ઉઠી મારા બન્ને હાથ તેના નાજુક હાથોમાં જકડી લીધા. અત્યંત શોકાન્વિત હ્રદયે મારા ખભા ઉપર પોતાનું માથું ઢાળી દઇ રાજકુમારી ખિન્ન થઇ બોલી, " પ્રિયતમ ! આટલી અધીરતા અને આતુરતાનું શું કારણ ? તારા મનમાં એવું તે કયું દુ:ખ છે?" મેં લથડતે અવાજે જવાબ આપ્યો, " રાજકુમારી, મારી વાતો સાંભળવાથી શું ફાયદો ? હું કમનસીબ છું, પાપી છું. મેં તને દગો દીધો છે. "

આ સાંભળતાંજ રાજકુમારીએ મારા હાથ છોડી દીધા અને મારી સામે ટટાર ઉભા રહી તેણે કહ્યું, "શું ત્યારે તું મને નથી ચાહતો ? હું શું તો..........."

"હું તમને પ્રાણથી પણ અધિક ચાહું છું, ભગવાન જાણે છે હું તમને કેટલો ચાહું છું. તમારા પર મને કેટલો પ્રેમ છે ! તમને જોઇ મારી આંખો કેટલી બધી ઠરે છે ! પણ, કુંવરી તમને બચાવવાની મારી પાસે શક્તિ નથી. કુંવરી ! એક ભયંકર ષડ્યંત્રમાં હું સામેલ થયો છું; તમને મારવાની મેં પ્રતિજ્ઞા લીધી છે."

રાજકુંવરી આ સાંભળતાં પત્થર માફક જડ બની ગઇ; એની ચેતના ઉડી જતી લાગી, પણ, તે રૂંધાતા સ્વરે, આકળી આકળી બોલી ઉઠી "અરે ! વ્લેડિમર ! તું મને મારી નાખશે ! મને મારી નાખશે ! તું દિવાનો થયો છે કે શું ?"

મેં ખચકાતા બોલ કહ્યા, "હા, કુંવરી! હું દિવાનો થયો છું. હું પાગલથી પણ પાગલ છું. તમને હું ચાહું છું; પણ કુંવરી! મારો હાથ મારા ગજવામાં જ પડે છે. મારો છરો એક દિવસ તમને વીંધી નાખશે. તમને પ્રેમથી ચાહું છું; પણ, ઉપાય છે? હું નિહિલિસ્ટ! જૂઓ, આ મારો છરો; તમને ભવિષ્યમાં છેદી નાખનારો છરો." મેં છરો બ્હાર કાઢયો, કુંવરીને બતાવ્યો.

મેં જોયું તો આ વખતે કુંવરીનું અંગ કંપતું હતું. ખુરસી પર બેઠી બેઠી તે બોલી, "નિહિલિસ્ટ! તું નિહિલિસ્ટ છે! હાય! હાય! મારૂં નસીબ! સર્વ સત્યાનાશ."

હું બોલ્યો, "હું! હું નિહિલિસ્ટ છું. તમારી જુબાની ઉપર વિશ્વાસ રાખી રશિયાના રાજકર્મચારીઓએ અમારા દળના માણસોને સાઇબિરીઆ બતાવ્યું છે, સાઇબિરીઆમાં દેશવટો આપ્યો છે. અમારી સમિતિએ, તેથી, તમને પ્રાણાંત દંડની સજા ફરમાવી છે. મને એ સજા અમલમાં મૂકવાનો હુકમ મળ્યો છે."

રાજકુંવરી પાગલની માફક બૂમ પાડવા લાગી, "ઓ પરમેશ્વર! મારા નસીબમાં શું આવું જ છે! નિહિલિસ્ટનો છરો મને શું વાઢી નાખશે! ઓ પ્રભુ! હું સમજી ગઇ છું. કોઇએ મારી સામે કારસ્તાન કર્યું છે. 'નવરિત'માં પ્રગટ થયલો લેખ એનું જ પરિણામ. વ્લેડિમર! સાંભળ્યું, તેં કહ્યું તે બધું સાંભળ્યું. મારૂં માનશે; હું તદ્દન નિર્દોષ છું. મેં કોઇની વિરૂધ જુબાની આપી નથી. નિહિલિસ્ટ સંપ્રદાયની વિરુદ્ધ કામ કરવાની મારામાં તાકાદ નથી. પેલો મારો સ્વામી એક ષડ્યંત્રમાં નિષ્ફળ ગયો, એટલે તેણે આ બીજું રચ્યું છે. 'નવરિત' છાપાના સંપાદક સાથે મળી એણે આ તરકટ ઉભું કર્યું છે. મારો તે હાથ ઝાલનાર સારી રીતે જાણે છે કે નિહિલિસ્ટના

પંજામાં પકડાઈ હું કદી છૂટી શકવાની નથી. પણ વ્લેડિમર ! તું મારું સાચું નહિ માને ? હું નિરપરાધી છું; મેં ગુન્હો કર્યો નથી. ”

મારો છરો મેં ગજવામાં મૂકી દીધો અને કહ્યું, “ ત્યારે, કુંવરી ! શું આ બધું જુઠાણું છે, તરકટ છે ? ”

“ હા, બીલકુલ અસત્ય. હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું કે એમાંનો એક અક્ષર પણ સત્ય નથી. જે વખતે નિહિલિસ્ટ સંપ્રદાયના માણસો ઉપર આ મુકર્દમો ચલાવવામાં આવ્યો ત્યારે હું સેંટપિટર્સબર્ગમાં હતીજ નહિ, પરંતુ અર્કેડચેસપલની સાથે હું બ્રુસેલ્સમાં રહેતી હતી. ત્યાં “ નવસ્તિ ” પત્રમાં આ મુકર્દમાની વિગત વાંચી હતી. મેં તેજ વખતે એની વિરૂધ્ધ એક લેખ “ નવસ્તિ ”માં છાપવા મોકલ્યો હતો, પરંતુ કોણ જાણે કેમ મારો એ લેખ ન છપાયો. “ નવસ્તિ ” ના સંપાદકે એનો સ્વીકાર સુધ્ધાં ન કર્યો. મારા સ્વામીની એવી ઇચ્છા છે કે હું મરણશરણ થાઉં; કારણ કે વિવાહબંધન તોડવાથી એમની અપકીર્તિ થાય એમ છે. એથીજ આ રીતે મારો સર્વનાશ કરવાનો એમણે પ્રબંધ કરી મુકયો છે.”

ઘણો વખત માન ધારણ કર્યા પછી મેં કહ્યું “રાજકુમારી ! તમે જે જે વાતો કહી છે તેના ઉપર હું સંપૂર્ણ વિશ્વાસ રાખું છું, છતાં હું તમારી રક્ષા તો કઇ રીતે કરી શકું ? તમારૂં ખન કરવા મને અમારી નિહિલિસ્ટ સમિતિ તરફથી નીમવામાં આવ્યો છે. મારી પ્રતિજ્ઞાનું પાલન કરવા હું બંધાયલો છું; કોઇ પણ ઉપાયે હું એમાંથી મુક્ત નજ થઇ શકું.”

રાજકુમારીએ આત્મમાનપૂર્ણ અવાજે કહ્યું, “વ્લેડિમર ! મને નિર્દોષ અને નિરપરાધી જાણ્યાં છતાં પણ તું મારૂં ખૂન કરશે ? ઠીક છે જો તારે મારા પ્રાણ લેવાજ છે તો જરૂર લેજે. પરંતુ

મને મરણને ભેટવા માટે યોગ્ય તૈયારીઓ કરી લેવાનો વખત પણ ન આપશે ?

" તૈયારી માટે કેટલા દિવસ જોઇશે ? "

" વધારે નહિ, ફક્ત ત્રણ ચારજ દિવસ. કદાચ તું એમ ધારતા હશે કે હું એ સમય દરમિયાન અહીંથી પલાયન કરી જઇશ, પરંતુ અહીંથી નહિ ભાગી જવા માટે હું તારી સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું."

મેં ધીમે અવાજે કહ્યું, " ઠીક, હું તમારી વિનતિનો સ્વીકાર કરૂં છું. તમને તૈયારી માટે હું ત્રણ દિવસ આપું છું. તે દિવસે બીજી વાતો ન થઇ. મ્લાન મુખડે હું રાજકુમારીનું મકાન છોડી ગયો.

ત્રીજે દિવસે રાતના આઠ વાગે હું તૈયાર થઇ રાજકુમારીને મકાને જઈ પહોંચ્યો. નોકરે દરવાજો ખોલ્યો. મેં તેને પૂછ્યું " રાજકુમારી ઘરમાં છે ? "

નોકરે કહ્યું, " મહાશય ! શું કહું, રાજકુમારી તો મરણ પામી. "

' મરણ પામી ! ' એ સાંભળતાં જ હું સ્તબ્ધ થઇ ગયો. મેં નોકરને ફરી પૂછ્યું, " કયારે મરણ પામી ? કેમ કરી મરી ગઇ ? "

" નથી ખબર. કોણ જાણે કોણે એનો વધ કર્યો છે. એ કલાક પર મેં એનું શબ જોયું. દાકતરો અને પોલીસના આદમીઓ કુંવરીસાબના સૂવાના ઓરડામાં બેઠા હતા, અને પંચાતનામું કરતા હતા, " એટલું કહી નોકર રડી પડયો.

દોડતે પગલે હું રાજકુંવરીના સૂવાના ઓરડામાં ગયો. મેં જોયુ તો એક ખાટલાપર તેની લાશ પડી હતી. તેના મૃતદેહ પર રેશમની સફેદ શાલ ઢાંકવામાં આવી હતી. એની છાતીમાંથી છરાના ઘાને લીધે લોહી વહેતું હતું.

એક પોલીસ છરો હાથમાં લઇ તપાસતો હતો મેં ઝીણવટથી જોયું તો મને લાગ્યું કે એ મારો જ છે. મેં મારા ગજવામાં હાથ નાખી તપાસ કરી તો મારો છરો ગૂમ થયલો જણાયો. ભય અને વિસ્મયથી મારા શરીરમાં ધ્રૂજારી ચઢી. મેં વિચાર્યું મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરૂં તે પહેલાં આ કોણે કુંવરીનું ખૂન કર્યું ? અને તે પણ મારાજ છરા વડે? રાજકુંવરીનો ખૂની કોણ થયો ?"

પોલીસ ઇન્સ્પેકટરે મારૂં નામ પુછ્યું, મેં નામ કહ્યું. આ મામલામાં સાક્ષી તરીકે ઉભા રહેવાનો તેણે મને હુકમ આપ્યો.

આયવનને મેં બધી વાતો પૂછવા માંડી. ખૂબ આગ્રહ કર્યો ત્યારે તેણે કહ્યું, "રાજકુંવરી કાલે પેરીસ જવા માટે તૈયાર થતી હતી. ઘરકામ બધું પતાવી દઈ, દાસી લીલીને તેણે આગળ જવા આજ્ઞા આપી. લીલી તે પ્રમાણે ગઇ. પેરીસમાં ઘરનો બંદોબસ્ત કરવા લાગી. પાંચ વાગે હું રસોડામાં ગયો, તો ત્યાં ખટખટ થતુ સંભળાયું. મેં ધાર્યું કુંવરી બ્હાર ફરવા જતાં હશે. પણ વ્લેડિમર! એ કલાક પછી મેં જોયું તો રાજકુંવરી મૃત્યુ પામી હતી. સત્યાનાશ વળી ગયું. રાજકુમારીનું કોઇએ ખૂન કર્યું"

બીજે દિવસે સાંજે આ ઘટનાની ખબર આપવા હું અમારી સમિતિના કાર્યાલયમાં ગયો. આ ખબર આપવાની જરૂર તો હતી જ નહિ, કારણકે એ ખબર છાપાંઓમાં પ્રગટ થઇ ચૂકી હતી; એમ છતાં નિયમ મુજબ મારે ખબર પૂગાડવીજ જોઇએ. હું ત્યાં ગયો અને કહ્યું "રાજકુંવરી કુચદારિયમ મરી ગઇ છે."

અમારા પ્રમુખ પેટ્રભે કહ્યું, "હા. એ માટે મિટ્રી મહાશયને શાબાસી ઘટે છે. તમારી આફત એણે ટાળી છે."

આશ્ચર્યચકિત થઇ મેં કહ્યું, "અરટનક મિટ્રી ?"

મારી પાસેજ મેજપર એક વૃધ્ધ પુરૂષ બેઠો હતો, તેનું નામ અરટનક મિટ્રી હતું.

મિટ્રીએ મને હસતાં હસતાં કહ્યું, 'તમારી વિપત્તિમાંથી તમને બચાવવા માટે મેં એ કામ કર્યું છે. જેને તમે દિલ આપ્યું હતું તેને તમે છરો કેમ ભોંકી શકો ? આથીજ તમારૂં કામ મેં કર્યું છે આથીજ તમારો ભાર મેં મારે માથે લઇ લીધો, કુંવરીને ઠાર કરી. એમાં મે કઇ ઉપકાર કર્યો નથી."

આ બનાવથી આશરે દોઢ માસ પછી મને રાજકુમારીના નોકરના હાથનો એક પત્ર મળ્યો. પત્રમાં લખ્યું હતું કે કેટલાક ખાસ કારણોસર જમીદોજ રેલના ચેરિંગ નામના સ્ટેશન ઉપર આજે સાંજના સાડા સાત વાગે મારે પહોંચી જવાની જરૂર છે. શા કારણથી મારે ત્યાં જવાનુ છે એ વિષે પત્રમાં મુદ્દલ ઉલ્લેખ કરવામાં આવ્યો ન હતો.

મેં વિચાર્યું કે નોકર દ્વારા કઇ જરુરી માહીતિ મળશે એથી ત્યા નિયત સમયે જરૂર જવુંજ. હુ બરાબર સાડા સાત વાગે ત્યાં જઇ રહ્યો. ચેરિંગ સ્ટેશન એટલું નાનું અને એવા નિર્જન સ્થાનમાં આવેલુ છે કે ત્યાં રાત્રિના સમયે પણ ઘણી ખરી વખત બત્તીનો અભાવ જ હોય છે. એક નાની ગલીમા થઇને એ સ્ટેશન ઉપર જવાનુ હતું.

સ્ટેશન ઉપર પહોંચતાંજ સાડા સાતનો ટકોરો વગ્યો. હુ તે અંધારી ગલીમા ઉભો રહી નોકરના આવવાની રાહ જોવા લાગ્યો. પરંતુ કેટલો વખત ઉભા રહ્યા છતાં કોઇ પણ માણસનું નામ નિશાન પણ જણાવ્યું નહિ.

એકાએક નજદીકના કોઈ ગુપ્ત સ્થળમાંથી નીકળી આવી એક માણસે મારો હાથ પકડી લીધો. મે જોયું કે એ પુરૂષ

નહિ પરંતુ કોઇ સ્ત્રી છે. એનું આખું શરીર બુરખાથી આચ્છાદિત હતું. મારી સામે આવતાંજ એ સ્ત્રીએ પોતાનો બુરખો કાઢી નાખ્યો. પાસેનાજ એક ફાનસનો પ્રકાશ એના ચહેરા ઉપર પડયો. ઓહ ! એ સ્ત્રીનો ચહેરો જોતાંજ હું ત્રણ કદમ પાછો હઠી ગયો.

મને મારી આંખોપર વિશ્વાસ ન બેઠો, કારણ કે મારી સામે રાજકુમારી કચકારિમય જીવતી જાગતી ઉભેલી હતી.

હું આ દશ્ય જોઇ કંપી ઉઠયો. ગભરાટમાં ધ્રૂજતા ધ્રૂજતા મે પૂછયું. "આકારિણી ! ખરેખર તુંજ મારી સામે ઉભી છે ! અગર તો હું જાણું છું છે સ્વપ્નાવસ્થામા પડેલો છું; અથવા તુ આ ભૌતિક દેહ........."

મને બોલતો અટકાવી રાજકુંવરીએ વચમાંજ કહેવા માંડયું "પ્રિયતમ ! હું કઇ પ્રેતયોનિમાં તને મળવા નથી આવી. હું જીવીત છું, મૃત્યુ નથી પામી. ગભરાશો નહિ, હિંમત રાખો"

હું એટલો તો આશ્ચર્ય અને વિસ્મયમાં ગરકાવ થઇ ગયો હતો કે રાજકુમારીનું આ કથન સાંભળી હું કાંઈ ન બોલી શકયો. મારૂ મગજ ધમધમી ઉઠયું. શું રાજકુમારી જીવતી છે ? એ કેમ બની શકે ? તદ્દન અસંભવિત.

મારા મનમાં ચાલતા વિચારો સમજી લઇ રાજકુમારીએ હસતાં હસતાં કહ્યુ, "હું મરણ નથી પામી. શું મૃત્યુ પામેલ માનવી કદી પાછું જીવન ધારણ કરી શકવા સમર્થ છે ? મેં નિહિલિસ્ટોની–અરે નિહિલિસ્ટો એકલા નહિ પરંતુ પોલીસની આંખોમાં પણ ધૂળ નાખી તેમને કેવા બનાવ્યા છે તે વળી હું તને હમણા કહું છું. ચાલ જરા એકાન્ત જગ્યામાં જઇ નિશ્ચિંત ચિત્તે વાત કરીએ; કારણ કે હવે મારે ગુપ્ત રહેવાની અત્યંત આવશ્યકતા છે–"

રાજકુંવરીએ મને કહ્યું, "નિહિલિસ્ટો અને પોલીસોની આંખમાં મેં કેવી ધૂળ નાખી! સાંભળ મારી વાત. બચપણમાં હું બુદ્ધિશાળી હતી. એ બુદ્ધિ કેટલી હતી તેનો આ નાનો સરખો દાખલો છે. તને ખબર છે કે જે દિવસે તેં મને મારી નાખવાનો ડર બતાવ્યો તે દિવસે હું એકલી જ હતી. તે દિને લીલી બિમાર પડી, અને મેં એકલીએ તેની સારવાર ઉઠાવી, કોઇ બીજા માણસને મેં બોલાવ્યા જ નહિ. મને ખબર હતી કે મારી લીલીને હૃદય રોગ લાગ્યો છે; અને દાકતરોથી તે સાજો થઇ શકવાનો જ નથી. તેં મને જે દિવસે મળવાનો વાયદો આપ્યો હતો, તે જ દિવસે સાંઝે પાંચ વાગે લીલી મરી ગઇ. એનું શરીર, એના કેશ, બધું મને મળતું જ હતું. એથી, મેં વિચાર્યું કે લીલીના મોતને બદલે મારે મારા પોતાના જ મૃત્યુની લોકોમા ખબર ફેલાવવી. મેં આ બધી વાત આયવનને કહી હતી. એ બહુ વિશ્વાસુ માણસ છે. એનાથી અપાય એટલી મદદ એણે મને આપી છે."

હું તેને બોલતી અટકાવી કહેવા લાગ્યો, "ત્યારે, તમને એણે કહ્યું જ હશે કે હું તમને મારવા માટે પાછળ ફરૂં છું, તક જોઉં છું."

કુંવરીએ કહ્યું, "નહિ, નહિ. હું મૂરખ નથી. મેં તે લીલીને મારાં કપડાં પહેરાવી મારા કોચ પર સુવરાવી હતી. અને એ વ્યવસ્થા કર્યા પછી, હું ગુપચૂપ ત્યાંથી ચાલી ગઇ. મને પાછળથી ખબર પડી કે એક આધેડ ઉમ્મરનો પુરૂષ મારા સુવાના ઓરડામાં પેઠો હતો, અને લીલી હું છું એમ ધારી મરેલી લીલીની છાતીમાં છરો ભોકયો; તેણે જાતે પોતાના શરીર પર છરાના ઘા કર્યા. અને તને આજે કહું છું કે તેં મને જે દિવસે ખૂનની ધમકી

આપી ડરાવી તે જ દિવસે મેં તારા ગજવામાંથી છરો કાઢી લીધો હતો. તેં એ જાણ્યું પણ નહિ! લીલી મરી ગઇ અને એક કલાકમાં મેં આ તાગડો રચ્યો. હવે જો, હું કેવી તરકીબથી બચી ગઇ છું."

રાજકુંવરીનું બ્યાન સાંભળી હું વિસ્મય પામ્યો; એની વાત તદ્દન અસંભવિત હતી! એમ મને લાગ્યું; પણ જ્યારે મેં એને નજરોનજર જોઈ ત્યારે મને એના પર વિશ્વાસ ચોંટ્યો.

મને ચૂપ જોઇ રાજકુંવરી બોલી, "હવે હું સ્વાધીન થઇ છું. હવે મારા હાથ ઝાલનારને પણ ખબર મળી હશે કે હું મરી ગઇ છું. હવે હું રાજકુંવરી નથી; રાજકુંવરી તો મરી ગઇ છે. હવે હું શ્રીમતી તલખીના છું. પણ વ્લેડિમર! તને મારી સ્મૃતિમાંથી ખસેડી શકીશ નહિ. મને ખબર છે કે મને મારવા માટે તે છરો રાખ્યો હતો અને હજી તું મને મારવા ઇચ્છતો હોય તો ભલે મને માર; મને તેની કશી પરવા નથી. મારા વ્લેડિમર! હું તારા પ્રેમની દિવાની બની છું એમ છતાં, હું અહીં રહેવા ઇચ્છતી નથી. નિહિલિસ્ટોની આંખમાં બહુ વખત ધૂળ નાખવાની મારામાં તાકાદ નથી. હું અમેરિકા જાઉં છું, આ દેશ છોડી પરદેશ જાઉં છું. વ્લેડિમર! હું તને ચાહું છું, હો!"

થોડીક ક્ષણમાં અમે બેઉ મૂગા થઇ ગયાં: ઘડિયાળે આઠ ટકોરા વગાડી અમારી શાંતિ તોડી. રાજકુંવરીએ કહ્યું, "હવે, પાંચ મિનિટ પછી ગાડી ઉપડી જશે. એ ગાડીમાં હું ચાલી જઇશ. મેં ટીકીટ લીધી છે, સામાન મૂકાવ્યો છે તને મળવા ખાતર હું બ્હાર ઉભી હતી; હવે હું જાઉં છું."

આમ કહેતાં કહેતાં રાજકુમારી એક પહેલા વર્ગના એક ડબ્બામાં બેસી ગઇ. એક નોકર એનું સામાન વ્યવસ્થિત રીતે ગોઠવી રહ્યો હતો.

નોકર પોતાનું કામ પૂરું કરી ચાલ્યો ગયો. રાજકુમારી ગાડીમાં બેઠી, મારા તરફ સ્નેહપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહી. મેં કહ્યું, " ઠીક ત્યારે, આાઇરિણી ! વિદાય ચાહું છું. " આટલા શબ્દો કહેતા તો મારું હૃદય ભરાઇ આવ્યું. હું બીજું કંઈ ન બોલી શકયો.

રાજકુમારીએ કહ્યું " નહિ; વ્લેડિમર ! આ કંઇ અંતિમ વિદાય નથી. આપણે બન્ને ફરીથી જરૂર એકઠાં થઇશું. કોઇને કોઇ દિવસે આપણે મળશું જ મળશું. હું તારી આશામાં અને તારા વિચારોમાં મારા દિવસો વ્યતીત કરતી રહીશ" રાજકુમારીની આંખમાંથી છેવટનું આ વાક્ય બોલતાં તો આંસુની ધાર વહી નીકળી.

ગાડી ઉપડવાનો ઘંટ વાગ્યો. રાજકુમારીએ ફરીથી એકવાર પ્રેમપૂર્ણ કટાક્ષ ફેંકી કહ્યું, " ઠીક વ્લેડિમર, વિદાય આપ. તારાજ પ્રેમથી મને નવજીવન પ્રાપ્ત થયું છે. આ જીવન તારે ચરણે મેં ધર્યું છે." ગાડી અને સડસડાટ ઉપડી ગઈ.

## પ્રકરણ ચોથું

અમારો નિહિલિસ્ટ સંપ્રદાય લંડનમાં બેઠાં બેઠાં જે જે પ્રવૃત્તિઓ ચલાવતો તે બધાં પર રશિયાની સરકાર ખૂબ નજર રાખતી. અમારી હિલચાલોની તપાસ રાખવા માટે જાસુસો મૂકવામાં આવ્યા હતા; અને તેઓ રાતદિ અમારી પાછળ ભમ્યા જ કરતા. અમે તેમની, આંખોમાં ધૂળ નાખવાની હમેશાં કોશીશો કરતા; ખરૂં હોય તેનું ખોટું ભેરવી અમે તેમને ચકકરમાં ભેરવતા.

દુનિયાભરની સલ્તનતો પાસે રશિયા જેટલા જાસુસો હશે નહિ. રશિયાના રાજરાજેન્દ્રે જેટલા ગુપ્તચરો રોકયા છે તેટલા રોકવાનો કોઇ પણ સરકારે સ્વપ્નમાં યે વિચાર ન કર્યો હશે. યૂરોપના બધા પાટનગરોમાં રશિયાના જાસુસો વેરાયલા છે. તેઓ બધા રશિયાના એક વડા જાસુસની હેઠળ કામ કરે છે. એ અનુચરોની ધૂર્તતા, હોશિયારી, તથા ચપળતા આપણને વિસ્મય પમાડે એવાં છે. તેઓ ખાનગી બાતમીઓ મેળવે છે, રશિયન સરકાર સામે રચાતાં ષડ્યંત્રોના પત્તા મેળવે છે, અને પછી બધી ખબરોનો પિટર્સબર્ગમાં તેઓ અહેવાલ મોકલે છે. આ બધાં કાર્યોમાં તેઓની ચતુરાઇ અને ચપળતા જણાયા વિના નથી રહેતી.

આ છૂપાં અનુચરોની પ્રવૃત્તિઓ કોઇ માણસની જાણમાં આવી શકતી નથી. તેઓ જે જે દેશમાં મૂકાયા હોય તે તે દેશના કાયદાઓ તોડવા સુધી પણ તેઓ ખચકાતા નથી. સ્વીટ્ઝર્લૅંડ, બલ્ગેરીઆ, રૂમાનિયા, વગેરે દેશોમાં તો તેઓ મનસ્વી રીતે વર્તે છે. તેઓ તો એમજ માને છે કે આ બધાં રાજ્યો રશિયાની ચક્રવર્તી સત્તા હેઠળ છે. આ જાસુસો પોતાના કાર્યમાં દાવપેચ રમે છે, અને જેમને તેઓ પકડવા માગતા હોય, તેમને ગમે તે કારણે પકડી ગિરફ્તાર કરે છે.

થોડાક દિવસ પર ફ્રાંસની રાજધાની પેરીસમાં છ આદમીઓને પરહેજ કરવામાં આવ્યા હતા; તેમને નિહિલિસ્ટ તરીકે ઓળખાવી જેલદ્વારમાં લઇ જવામાં આવ્યા હતા. તેમના ઘરમાં સિપાઇઓએ પેસી જડતી લીધી હતી, અને બોમ્બ જડી આવ્યો છે એમ ઠસાવી દઇ તેમને કાળાપાણી બતાવવામાં આવ્યા હતા.

અમે પાકાળથી એ વિષે તપાસ કરી. અમને ચોકસ ખબર મળી કે પોલીસોએજ તેઓના ઘરમાં બોમ્બ મૂકાવ્યા હતા. ખરી રીતે તો આ કહેવાતા નિહિલિસ્ટોને ભયંકર સજા આપવા સારૂજ પોલીસોએ અત્યાચાર ગુજારવાનો આ દાવ ખેલ્યો હતો.

આ વખતે રશિયન સરકાર પોતાના જાસુસોની સંખ્યા વધારતી જતી હતી. કેટલાક દિવસો પર રશિયન જનરલ સેલિવરને પેરીસમાં મારી નાખવામાં આવ્યો હતો. રશિયન સરકારે તેને સ્થાને બીજા કોઇની નિમણુક કરી હતી. યૂરોપની રાજનગરીઓમાં રશિયાના જાસુસો વધ્યાજ જતા; પરંતુ લંડનના જેટલા ગુપ્ત અનુચરો તો બીજે ક્યાંયે ન હતા.

રશિયાના રાજેન્દ્રને અને તેના રાજકર્મચારીઓને વિશ્વાસ હતો કે લંડનમાં નિહિલિસ્ટોની સંખ્યા સૌથી વધુ છે; અને, તેમની માન્યતા નિર્મૂળ તો નજ હતી.

પણ, લંડનમાં રહેતા જાસુસો અમારા નિહિલિસ્ટ સંપ્રદાયથી કંપે છે. અમે તેમના મનોરથોને ચતુરાઇથી ભાંગી નાખીએ છીએ. તેમના મ્હોં બંધ કરી દઇએ છીએ. એ જાસુસો હજારો વાર હતાશ થયા છે, છતાં તેમણે હમણા એક કાર્ય હાથમાં પકડવાનું શરૂ કર્યું છે. તેઓએ લંડનમાં અનેક મંડળીઓ ખોલી છે; તેમાં સાહિત્ય, કળા, વિજ્ઞાન વગેરે વિષયો ઉપર ચર્ચાઓ થાય છે. અમે નિહિલિસ્ટ સંભાળપૂર્વક તેમની મંડળીઓમાં ભળીએ છીએ.

સ્વર્ગસ્થ અલેકઝાન્ડર ઝારે જોહુકમી વરતાવી હતી. તેનો કારોબાર તદન એકહથ્થુ અને આપખુદ હતો. અમે તેનું કાશળ કાઢવા માટે નિશ્ચય કર્યો હતો. એના શીતળ મહાલયમાં કંઇક ભયંકર પ્રયોગ કરી તેને ઉરાડી મેલવાનો અમે પ્રપંચ યોજ્યો હતો. આ કાર્યની સિદ્ધિ માટે અમે ઝારની તહેનાતમાં અંગત નોકરો તરીકે દાખલ થયા. લંડનમાં અમે અમારૂં કામ શરૂ કરી દીધું; અને શહેરશહેરની શાખાઓને અમારા નિશ્ચયથી વાકેફ કરી દેવામાં આવી.

રશિયાના મહારાજાધિરાજના મહેલમાં એક ઘડિયાળ રાખવાનો અમે ઠરાવ કર્યો. એ ઘડિયાળમાં એવી ચાલાકીથી અને કુશળતાથી ડાઇનામાઇટ ગોઠવવામાં આવ્યો હતો કે અમુક નિર્ણીત વખતે, ઘડિયાળના ટકોરાઓ થાય કે તરત તે ફાટે, ઝાર અને ઝારના મંત્રીઓને ઉરાડી દે, આખા પ્રાસાદને જમીનદોસ્ત કરે. વેલવર્થ મહોલ્લામાં ટરમરક મીસ્ત્રી રહેતા હતા, તેમને આ ઘડિયાળ બનાવવાનો હુકમ

આપવામાં આવ્યો હતો. એ મીસ્ત્રી હોશિયાર કારીગર છે. એક વખત એના બનાવેલા બોમ્બથી સમ્રાટની ખાસ ગાડીના ચૂરેચૂરા થઇ ગયા હતા. રાજાધિરાજ મહા મુશિબતે પોતાના પ્રાણ સાથે છટકી શકયા હતા. વળી, એણે અનેકાનેક વખત ઝારને મારી નાખવા માટે કોશીશો કરી હતી.

અમારી આ ઘડિયાળ જ્યારે બની રહી હતી ત્યારે રશિયન જાસુસોથી અમારે ખૂબ સંભાળીને ચાલવું પડતું હતું. અમારા ષડ્યંત્રનો તેમને પત્તો ન લાગે તે માટે અમારે તનતોડ મહેનત લેવી પડતી. પણ, એક કમનસીબ દિવસે અકસ્માત બન્યો. અમને તપાસ કરતાં જણાયું કે જાસુસો અમારી પાછળ સાવધ રીતે જુએ છે; અને અમારા ષડયંત્ર વિષે તેમણે ખૂબ માહિતી મેળવી લીધી છે.

પોલીસો અમારી વાત જાણી ગયા એટલે તેમને ચૂકાવવા માટે, તેમને હાર આપવા માટે પગલાં ભરવા લંડનમાં અમારી નિહિલિસ્ટ સમિતિની બેઠક મળી. આ વખતે નિહિલિસ્ટો સાથે હું ઓછો સંબંધ રાખતો. પોલીસો સાથે લપાઇ લપાઇને હું ઘણી વખત સભાઓમાં જતો, એટલે પોલીસોને મારા પર શક આવતો નહિ. મારી આ ચાલબાજી જોઇ, મને તથા મારા મિત્ર ગ્રિનેવિચને પોલીસને છકકડમાં નાખવાનું કામ અમારી સમિતિએ સોંપ્યું. આજ કામને અંગે મિ૦ પેટ્રફને પિટર્સબર્ગ મોકલવામાં આવ્યો.

અમને સોંપવામાં આવેલા કાર્યની સિદ્ધિમાં અમારે અનેક વિપત્તિઓની સામે ઝૂઝવાનું હતું; અમારે ડગલે ને પગલે સંકટોની સામે થવાનું હતું. અમારૂં કામ દુર્ગમ હતું; છતાં એની સફળતાપૂર્વક પૂર્ણાહુતિ આણવામાંજ મારી પ્રકૃતિને આરામ મળે છે. ખરી વાત પૂછો તો મને તો એવાં કામો મળે છે ત્યારે અત્યંત આનંદ ઉપજે છે.

મેં મારા કાર્યની શરૂઆત આરંભી. જૂદી જૂદી જાતના પહેર-વેશ પહેરી જાસુસોના મનમાં મેં સંદેહ પેદા કરાવ્યો. એક દિવસ સાંજે 'કાફેરોયલ' હોટલમાં ચાં પી રહ્યો હતો. ચા પીધા પછી, મેં સીગરેટ ચેતાવી અને ધૂમાડા કાઢવા લાગ્યો. મારા એક હાથમાં પેરીસનું પ્રસિધ્ધ પત્ર 'પેટીટ જરનલ' હતું. હું તે વાંચ્યા કરતો હતો, પરંતુ મારી દ્રષ્ટિ હોટલના ચારે ખુણામાં ફરી વળતી. મેં મારા કાનને સાવધ રાખ્યા હતા. વર્તમાનપત્ર વાંચવામાં ખૂબ નિમગ્ન થઇ ગયો હોઉં એવો દેખાવ કરી ખુરસી પર હું આરામ લેતો હતો; એટલામાં મારા કાન સાથે મારી માતૃભાષાના શબ્દો અથડાયા. મેં નયનો ઉંચા કર્યાં, અને જોયું તો જણાયું કે એક રશિયન મહાશય પોતાના નોકરને કંઈક સૂચના આપતો હતો. તેણે રાતનો પોશાક પહેર્યો હતો. તે મારી પાસેનીજ ખુરસી પર ચા પી રહ્યો હતો. મેં તેને અત્યાર સુધી જોયોજ ન હતો, પરંતુ એને હમણા જોતાં મને લાગ્યું કે એ કોઇ પરિચિત વ્યકિત છે. મેં મારા મનમાં અનેક તરંગો ઉઠાવ્યા. મને યાદ આવ્યું કે રશિયાના જાસુસોની મારી પાસે છબીઓ છે, તેમાં આ માણસની આકૃતિ પણ છે. મેં એને પહેલા દેખ્યો હતો? મારા મનમાં અનેક વિચારમોજાંઓ પસાર થઇ ગયાં. હા. મેં જોયો છે. હા. આ તો પેલો રશિયન જાસુસ ગુવા. રશિયાની સરકારે મૂકેલા જાસુસોમાં એનું સ્થાન અગ્ર છે. લંડનના અનુચરોનો એ ઉપરી છે. રશિયન સમ્રાટેજ એને લંડનમાં કામ કરવાનો હુકમ આપ્યો છે.

મને થયું, લાવ, એની સાથે વાત કરી જોઉં. હું તેની પાસે ગયો, અને તે દિવાસળીથી સીગરેટ સળગાવતો હતો એટલે મેં કહ્યું, "મહાશય! પેટી આપશો?" ઉત્તર ન આપતાં તેણે મારા હાથમાં દિવાસળીની પેટી મૂકી દીધી. હું પછી તેની સાથે વાતે વળગ્યો.

મને લાગ્યું કે એને મારા પર સંદેહ નથી આવ્યો. હું નિહિ-લિસ્ટ છું તે એ સમજી શક્યો નથી, એમ તેના ભાવ ઉપરથી હું કળી શક્યો. અમારી વાત આગળને આગળ ચાલી. મિનિટો પર મિનિટો વીતી ગઇ, પણ અમારી વાતનો છેડો આવ્યો નહિ. એની સાથે વાતે લાગ્યાને લગભગ એક કલાક થયો હશે. અમે અમારા પૈસાનો દારૂ મંગાવ્યો, પીધો, અને અમારી વાતચિતમાં રંગ જામ્યો. ઘડિક પછી તો અમે ગાઢ મિત્રો બની ગયા. સમી સાંજ થઇ ગઇ હતી, અને અંધારૂ ઉતરવાની તૈયારી હતી. અમે હોટલ બ્હાર નીકળ્યા. જતાં જતાં અમે અરસપરસ અમારા નામોના કાર્ડો આપ્યાં. મારા હાથમાં તેણે મૂકેલા કાર્ડ પર 'જુલી ગુવા'નું નામ હતું. મેં મારા કાર્ડ પર મારૂં નામ 'પિયર મેરલા' લખી આપ્યુ હતું. મારૂં શિરનામું નેશનલ લિબરલ કલબનું આપ્યું હતું.

ગુવાએ છૂટા પડવાની ઘડિએ કહ્યું, "હું રૂઠી લોય નામના મહોલ્લામાં રહું છું." મેં જણાવ્યું, "મારૂં વતન બેલ્જીઅમ છે. મારા પિતા પ્રતિષ્ઠિત પુરૂષ છે. હું તો દેશદેશાંતર ફરવા નીકળ્યો છું. લંડનમાં હું જઇ આવ્યો છું, અને ત્યાંના સામાજિક જીવનથી વાકેફ થયો છું. હવે અહીંથી કોઈ બીજે સ્થળે જવાનો વિચાર છે."

મેં જાસુસોના સરદાર ગુવાની રજા લીધી અને તેનાથી વિખૂટો પડી હું 'ડિમનિવસ માર્ક' તરફ જતી ઘોડાગાડીમાં ચઢી બેઠો. થોડીક વાર પછી મેં જાસુસ મહાશયને 'રિજેંટ સ્ટ્રીટ'ની પાસે ગાડીમાંથી ઉતરતો જોયો. હું પણ તેની ખેદે ભરાયો. તે ઉતર્યો ત્યાંજ હું પણ ઉતરી પડયો. ગુવા સાહેબ આ વખતે વેહિકેરેસનના ચોક આગળ સડક પરથી પસાર થતો હતો. હું તેની પાછળ પાછળ

ગયો. તે શું કરે છે, તેનો અમારા સંપ્રદાય વિષે શું મત છે, અમારા તરફ તેનું વલણુ કેવું છે એ બધું જાણુવાની મને જીજ્ઞાસા થઇ હતી, એટલે મેં તેનો પીછો પકડયો. મારો વખત એની પાછળ ઘૂમવામાં પસાર થયો. તપાસ કરતાં મને માલમ પડયું કે અમારા દળ પાછળ એકલા રશિયન જાસુસો નહિજ, પરંતુ સ્કોટલેંડના, ઇંગ્લિંડના, ફ્રાંસના વિધવિધ જાસુસો લાગુ પડયા હતા. હું ત્યાર પછી યુવાને અનેક વખત રસ્તાઓ પર ભેગો થયો હતો, પરંતુ એની વાતચિત પરથી હું એટલું તો સમજી શકયો કે એને મારે વિષે કોઇ પણુ જાતનો શક ઉત્પન્ન થયો નથી. તે તો ઉલટો, મારી સાથે મિત્ર ભાવે ફરતો હતો; અને મને પોતાનો મિત્રજ ગણુતો હતો.

આ બધાં કારણોને લીધે, અમારે, પોલીસોથી ખૂબ સાવચેત રહેવું પડતું. અમારી સમિતિ આજે અહીં તો કાલે બીજે સ્થળે એમ વારંવાર પોતાની જગ્યા બદલતી અને સભા ભરી ચર્ચા ચલાવતી.

એક દિવસ ખરે બપોરે અમારી સમિતિની બેઠક મળી હતી. આ વખતે અમારી સમિતિના સભ્ય આયઝેક વેન્કફના ઘેર અમે બધા મળ્યા હતા. પેટ્રફે અમને જે જે વાતો તે વખતે કહી તેથી અમારા દિલમાં વ્યાકુળતા થઇ આવી. તેણે કહ્યું, "આપણે જાસુસોથી આટલા બધા સાવચેત રહીએ છીએ છતાં આપણી ઘડિયાળ ટરમરિકના કારખાનામાં બની રહી છે એ ખબર અનુચરોને કાને જઇ પૂગી છે. મેં જાતે એક જાસુસને એ કારખાના પર કરડી નજર નાખતો જોયો હતો. હવે. ટરમરિક કહે છે કે ઘડિયાળ તૈયાર થઇ ગઇ છે; અને આજે ને આજે એને ત્યાંથી ઉપાડી લેવી જોઇએ. નહિ તો પોલીસ આવી દુકાનની જડતી લે અને આપણું ષડ્યંત્ર ધૂળમાં મળી જાય."

આ વાતો સાંભળી લીધા પછી અમારી સમિતિએ તે ઘડિયાળ ઉપાડી લઇ સુરક્ષિત સ્થાનમાં લઈ જવાનો ઠરાવ કર્યો. અને એ કાર્ય મને અને મિ. ગ્રિનેવિચને સોંપવામાં આવ્યું. શું અમોલ લ્હાવો!

મારા મુકામ પર આવી પ્રથમ તો મેં મારો વેષ બદલી નાંખ્યો. માથા ઉપર લાંબા બનાવટી વાળ પહેર્યા અને એક કાળી લાંબી દાઢી પણ લગાવી દીધી. આમ હું એક આધેડ વયનો પુરૂષ બની મકાનની બ્હાર નીકળ્યો. મકાનમાંથી બહાર પગ મૂકયો કે તરતજ એક ખાલી ગાડી જતી જોઇ હું તેમાં બેસી ગયો. વેલવર્થ મોડ આગળ મારી ગાડી આવી પહોંચી, તે વખતે સૂર્યાસ્ત થઇ ચૂકયો હતો, અંધકાર છવાઇ રહ્યો હતો. મારો વેષ જોઇ દરેક એમ માનતો કે હું કોઇ વૈજ્ઞાનિક કારીગર છું.

હોશિયારીથી મેં આગળ ચાલવા માંડયું. થોડે જ દૂર ગયો એટલે સીગારેટ પીતો પીતો એક ભીખારી ટહેલ મારતો મારી નજરે પડયો. દિવાનો પ્રકાશ તેના પર પડતાં જ મે તેને ઓળખી કાઢયો. તે જાસુસોનો સરદાર ગુવા હતો. મારા તરફ તેણે તીક્ષ્ણ દષ્ટિએ જોયું, પરંતુ મને લાગ્યું કે તેની દષ્ટિમાં સંદેહનો ભાવ ન હતો. ધીરે ધીરે હું ટરમરિકના મકાન પાસે આવી પહોંચ્યો. ત્યાં થોભ્યો અને આસપાસ બારીકાઇથી જોઇ લીધું. જાસુસોનો સરદાર ગુવા બીજી બાજુ મ્હોં ફેરવી ઉભો હતો. મેં એકદમ મારા ગજવામાંથી ચાવી કહાડી, તાળું ઉઘાડયું અને અંદર પ્રવેશ કર્યો.

ઘરમાં ઘોર અંધકાર હતું અને હું તે ઘરથી બીલ્કુલ અપરિચિત હતો. છતાં કોઇ માણુસ જાણી જાય એ ડરથી મેં દિવાસળી પણ ન સળગાવી. અંધારામાં મારો માર્ગ ખોળતો હું આગળ ચાલ્યો અને એવામાં સીડી મળી ગઇ. તે ઉપર થઇ હું ઉપલે માળે ગયો. કારખાનું

ત્રીજા માળ પર હતું. કારીગર સાહેબને કહી દીધું કે આજ મકાનમાં ઘડિયાળ કોઇ જગ્યાએ છુપાવી દેવામાં આવી છે.

કેટલીક મિનિટ સુધી શોધ કરી, અને એક ટેબલ નીચેથી અંતે તે જડી આવી. સાવધાનીથી મેં ઘડિયાળ ઉઠાવી કારણ કે તેને જો ધકકો લાગે તો તેની અંદર રહેલો ફાટી ઉઠે એવો પદાર્થ મકાનને ઉડાવી દે એ ભય હતો. ઘડિયાળનો આકાર લોખંડની નાની પેટી જેવો હતો. તેની બન્ને બાજુએ કડી લગાવવામાં આવી હતી. એક તરફ લખ્યું હતું, "એફ્રઇવન્સ રફવાયર."

હું તો હજી ઘડિયાળ જોઇ રહ્યો હતો, એટલામાં કોઇએ પાછળથી આવી મારી ગરદન પર જોરથી હાથ નાખ્યો. મેં મ્હોં ફેરવી તે તરફ જોયું અને એ હાથ નાખનાર માણસે કહ્યું "હું તને ગિરફતાર કરૂં છું." બોલ પરથી હું તરતજ કળી ગયો કે એ ગુવા હતો. મેં કલ્પ્યું કે ગુવા મારી પાછળ પાછળ ગુપચાપ મકાનમાં દાખલ થઇ ગયો હોવો જોઇએ.

હું એક શબ્દ પણ બોલું તે પહેલાં તો મારા હાથ તેણે દોરીથી સજ્જડ બાંધી દીધા. મેં પણ મારૂં જોર અજમાવ્યું, એક હાથ છૂટો કરી નાખ્યો અને મારા ખીસ્સામાંથી પિસ્તોલ કાઢી પણ તે ક્ષણે વળી મને વિચાર આવ્યો કે ગોળીબાર કરવાથી શોરબકોર થઇ રહેશે, એટલે મેં ધીરેથી ગુવાને કહ્યું "જૂઓ, મને છોડી દો; તેમાંજ તમારૂં શ્રેય છે; છતાં જો તમે બળજોરી કરવાનો પ્રયત્ન કરશો તો આ ગોળીથી તમને એકજ ઘડીમાં ઠાર કરીશ."

ગુવા હસીને બોલ્યો, "ઠીક વાત કહી! તું ન જાણતો હોય તો જાણી લે કે બંદુક મારી પાસે પણ છે. તું ગોળી છોડે તે પહેલાં હું તને સ્વધામ પહોંચાડી શકું એમ છું. તોપણ મારી ઇચ્છા છે કે તને બાંધીને અહીંથી લઇ જાઉં."

મેં જણાવ્યું, "મને બાંધવાની કોશીશ ન કરશો. નહિ તો આ ઘડિયાળ ઉપર ગોળી મારીશ કે તરત અંદરથી દારૂગોળો ઉડશે."

ગુવાએ નિઃશંક થઇ કહ્યું "જો એમજ છે તો હું કંઇ એકલો ઉડવાનો નથી. તું તારો પણ વિચાર કરી લે. સળગી ઉઠે એવો પદાર્થ રાખવા માટે તું ફોજદારી ગુન્હામાં સપડાય છે."

મે હાથ છોડી જવાબ આપ્યો, "એકનો દોષ બીજા પર નાખવો એ ન્યાય નથી. હું આ મકાનનો માલિક નથી." ગુવાએ કહ્યું. "હું તને આ પદાર્થ સાથે ગિરફતાર કરી ચૂકયો છું. તું હવે ભાગી જઇ શકે તેમ નથી."

હું લાચાર બન્યો, પાસે હથોડો હતો, તે ઉચકી લીધો અને જોરથી ગુવાના માથા પર તે ઠોકયો. ગુવા ચકકર ખાઇને જમીન પર પડયો.

ઝટપટ પિસ્તોલ ગજવામાં મૂકી દીધી, ઘડિયાળ સાવચેતીથી છાતી પર બાંધી અને મકાનમાંથી નીકળી નાઠો. સડકની બાજુમાંજ ગ્રિનેવિચ મારી રાહ જોઇને ઉભો હતો. હું તેને જઇ મળ્યો, પછી અમે બન્ને ડિકન સ્ટ્રીટમાં આવી પહોંચ્યા. ત્યાં આગળ એક ઘોડા-ગાડી ભાડે લીધી અને હું મારા મકાન પર આવ્યો. ગ્રિનેવિચ પોલીસની હિલચાલ જોવા પાછો ફર્યો.

બીજે દિવસે મેં સાંભળ્યું કે પેલું કારખાનું પોલીસોથી એકદમ ઉભરાઇ ગયું હતું. તે લોકોએ જોયું કે ગુવા બેહોશ થઇ પડયો હતો અને મૂળ વસ્તુ ત્યાંથી ઉપડી ગઇ હતી. એ દિવસે પોલીસને ભારે હેરાનગતિમાંથી પસાર થવું પડયું.

પખવાડિયામાં ગુવા સાજો થઇ ગયો. મેં ફરી તેનો પીછો લીધો. એક દિવસ તેને ડ્રાફગર સ્કવાયરના મકાન તરફ જતાં જોયો. તેની

સામે જઇ મેં તેને નમસ્કાર કર્યા, તેણે તે ઝીલ્યાં. ચાલતાં ચાલતાં અમારી વચ્ચે વાતચિત થવા માંડી. વાતમાં ને વાતમાં માલમ પડયું કે તે ઓક્ષફર્ડ સ્ટ્રીટમાં જતો હતો. મેં તેને કહ્યું, "મારૂં મકાન પણ ત્યાંજ આવ્યું છે. આપ ત્યાં પધારવાની મહેરબાની ન કરશો ? જરા નાસ્તો કરી આપણે બન્ને પાછા ચાલ્યા આવીશું." ગુવાને મારી દરખાસ્ત બહુ પસંદ પડી, તે તરતજ સમ્મત થયો.

ગુવાને મારા મકાન પર લઇ આવ્યો, સગડીની પાસે બેસીને અમે વાતો કરવા લાગ્યા. તેણે સીગારેટ પીવા માંડી. મેં કબાટમાંથી દારૂની બાટલી કાઢી, એક ગ્લાસ ભરી તેને આપ્યું. તે તરત ભરેલું ગ્લાસ ગટગટાવી ગયો.

ગુવાએ ગ્લાસ નીચે મૂકતાં કહ્યું, "અરે, આ શું થઇ ગયું ? મારા આખા શરીરમાં દર્દ થાય છે, કાંટા ભોંકાય છે, માથું ઘૂમે છે. પહેલા તો કદી આમ નહોતું બન્યું. કદાચ મે......" વાક્ય પૂરૂં કરે તે પહેલાં ગુવા આરામ ખુરશી પર મૂર્છિત થઇને પડયો.

હુ ઉઠયો અને એના ચોર ગજવામાં જે જે ચીજ હતી, તે બધી કાઢી લીધી. તેમાં કેટલાક પત્રો હતા અને એક જૂની નોટબુક હતી. તેમાં લંડનમાં રહેતા એકેએક નિહિલિસ્ટના નામ, ઠેકાણાં અને તેમના ભૂત ઇતિહાસ વિષે સંપૂર્ણ હકીકત લખી હતી. કેટલાંક નામો આગળ નિશાની કરી હતી. એ નિશાનીવાળાં માણસો ભયંકર કાવત્રાં- ઓમાં આગળ પડતો ભાગ લેતા હતા. આ ઉપરાંત, બહુજ પાતળા કાગળ પર લખેલી એક ચિઠ્ઠી તેમાંથી મળી. એ ચિઠ્ઠી વાંચી હું પેટ પકડીને હસ્યો. એમાં લેખકે અમારા ષડ્યંત્રનો સંપૂર્ણ ઇતિહાસ લખી રાખ્યો હતો. તેમાં લખેલી એક પણ વાત જૂઠી નહતી, કે તેમાં જરાયે અતિશયોક્તિ નહતી. હું સમજી ગયો કે અમારી પ્રવૃત્તિની બધી બાતમી પોલીસને મળી ચૂકી છે.

એ પત્ર કોઇ રશિયને લખ્યો હતો. અંતમાં લેખકે પોતાની સહી પી. પી. એમ ફક્ત બે અક્ષરોમાંજ કરી હતી. ઠેકાણું લખ્યું હતું "રોયલ ડિકસ" આજ સહી મેં સેંકડો વખત જોઇ નાખી હતી. એ પત્ર લેખક પેરીસમાં રહેતો એક પ્રસિદ્ધ નિહિલિસ્ટ હતો. નિહિલિસ્ટ સમિતિનો વિશ્વાસઘાત કરી, પોતાની જાતને વેચી દઇ, આ માણસે અમારો આખો ભેદ પોલીસ આગળ ખોલી દીધો હતો. હવે મને સમજાયું કે અમારા કાવત્રાંની ખબર પોલીસને કેવી રીતે પડી. મેં આ કાગળની નકલ કરી દીધી. અને હવે સમજી લો કે પેટ્રોવલસ્કીનુ આવી બન્યું!

ફરી ફરી બધા કાગળપત્રો મે તપાસ્યા અને જેમના તેમ ગુવાના ગજવામાં પાછા મૂકી દીધા, ખુરશીપર આરામથી બેઠા અને ગુવા ક્યારે હોશમા આવે તની વાટ જોવા લાગ્યો.

કેટલાક વખત પછી ગુવાને ભાન આવ્યું એ કંઇક બોલે તે પહેલાંજ મેં કહ્યું, "અરે ભાઇ, તમે તે કેવા ભલા માણસ! સોડામાં મેળવેલો થેડો દારૂ પીતાંજ બેહોશ થઇ ગયા? વાહ!" મારૂ કહેવું સાંભળી ગુવાએ શું વિચાર કર્યો હશે તે હું કહી શકતો નથી; પરંતુ પરાણે હસવાનો ઢોંગ કરી પોતાનાં ગજવાં સંભાળ્યાં. જ્યારે તેને ખાત્રી થઇ કે બધી ચીજો બરાબર હતી ત્યારે નિશ્ચિંત થઇ એક ગ્લાસ દારૂ પી મારી વિદાય લીધી ગુવાને ખ્યાલ પણ નહતો કે જે વસ્તુની શોધમાં પારીસ, લડન, બાર્લિન વગેરે શહેરોમાં તેણે ધામધૂમ મચાવી મૂકી હતી તેજ વસ્તુ તેનાથી માત્ર ત્રણજ હાથ દૂર પડી હતી! મેં પેટ્રોવલસ્કીના વિશ્વાસઘાતની મારી સમિતિને ખબર આપી. તેના ભગ્યનો નિર્ણય થતાં જરાયે સમય ન લાગ્યો. સમિતિએ તેને પ્રાણદંડની સજા ફરમાવી દીધી.

અજવાળિયું વીત્યું અને સેંટપિટર્સબર્ગથી ખબર મળી કે ત્યાંનું બધું કામ બરાબર તૈયાર છે, રશિયાની રાજધાનીમાંથી એક નિહિલિસ્ટ દુત બ્રસેલ્સ જઇ ઘડિયાળ લઇ જશે. આ વાતની ખબર પોલીસને કાને પડી અને આવવા જવાના રસ્તા બંધ કરવામાં આવ્યા. ઇંગ્લંડથી જેટલી વસ્તુઓ સેંટપિટર્સબર્ગ રવાના થતી તેની પ્રથમ તપાસ લેવાતી. તપાસ કરનાર માણુસો મુસાફરોની ટ્રંક, બિસ્તરો વગેરે બધું તપાસતા એટલે એ રસ્તેથી ઘડિયાળ બ્રસેલ્સ મોકલવી તદ્દન અસંભવિત થઇ પડ્યું. જર્મની અને પ્રશિયાની સરહદ પર સેંકડો જાસુસો મૂકી દેવામાં આવ્યા; પરંતુ ઘડિયાળ તો મોકલવીજ જોઇએ.

અને ઘડિયાળને બ્રસેલ્સ પહોંચાડવા અમારી સમિતિએ સેંકડો યુકિત પ્રયુકિતઓ રચી, ચર્ચાઓ કરી, અને સમિતિ એ નિશ્ચય પર આવી કે ઘડિયાળ મારી પાસે રાખવામાં આવી હતી એટલે બ્રસેલ્સ જઇ મારેજ તે નિહિલિસ્ટ પ્રતિનિધિને સોંપવી.

લંડનનાં સ્ટેશનો પર આંટા મારતા, અને સાવધ પહેરો ભરતા જાસુસોની આંખમાં ધૂળ નાખી છટકી ન્હાસવું એ જેટલું મુશ્કેલ છે તેટલું અશકય છે; એથી, મેં સીધો રસ્તો છોડી દીધો. મારા ઘડિયાળને મેં પેટીમાં રાખ્યું હતું. તેના પર અનેક કપડાંઓ લપેટયાં હતાં, અને કોઇની પણ ઠેસ ન લાગે એવી રીતે મેં તેને ગોઠવ્યું હતું. ભાડાની ગાડી કરી હું કૈડન આવી પહોંચ્યો. કૈડન એક ન્હાનકડું સ્ટેશન છે; ત્યાં માણુસોની અવરજવર બહુજ કમ છે; એટલે જાસુસો અહીં આવી તપાસ કરવાની તસ્દી લેતા નથી. સ્ટેશન પર હું ગયો, ગાડી આવી, અને હું બેસી ગયો. થોડીક વારે ડિક

નામનું સ્ટેશન આવ્યું, અને હું ઉતરી પડયો. આ સ્ટેશન તો ખૂબ નિર્જન સ્થાને છે; એની શેરીઓ જૂની છે, એની પાસેજ સમુદ્ર ઘેરૂં ગર્જન કરે છે.

અહીંથી ઇંગ્લિંડની ભોમ છોડવી એ અત્યંત વિકટ છે. અહીં નથી આગબોટ મળતી, નથી નાવ મળતી. હું ત્યાં ફરતો હતો, એટલામાં મારી નજરે એક ઝુંપડી આવી.

એ ઝુંપડીની પાસે સમુદ્ર ઉછળી રહ્યો હતો. માછીમારો એ ઝુંપડીમાં આશ્રય લેતા હોય એમ મને લાગ્યું. હું એ ઝુંપડીની અંદર ગયો, અને વિસામો ખાવા મંડયો.

ત્યાં, એક જૂનું છાપું પડયું હતું. મેં તે વાંચવા લીધું, એટલામાં એક માછી મારી પાસે આવ્યો અને મને કહેવા લાગ્યો, “સરકાર ! સલામ ! બ્હાર બહુ હવા ચાલી રહી છે.”

મેં એ માછીને આદરપૂર્વક મારી પાસે બેસાડયો. ત્યાં રહેતાં એક ચાકરને મેં દારૂનો શીશો લાવવા હુકમ આપ્યો. ટૂંક વખતમાં દારૂ આવી પહોંચ્યો, અને મે તે માછીને પીવા આપ્યો. સપાટામાં માછીએ શીશો ખાલી કરી દીધો. પછી અમે બન્ને વાતો કરવા લાગ્યા. એની વાત પરથી મને લાગ્યું કે તે એક કિસ્તીનો સૂકાની છે; અને એને બીજા ત્રણ સાથીઓ છે. એ બધા સાથે મળી માછીમારનો ધંધો કરે છે.

માછીને મેં પૂછ્યું, “અલ્યા ! અહીંથી જો હોડીમાં બેસી કોઇ ચાલ્યો જાય તો નાકાવાળાને ખબર પડે ખરી ?”

માછીએ મારી સામે તીરછી નજર નાંખી. તે બોલ્યો, “નહિ, રે ! અહીં નાકાવાળા બહુ આવતા નથી. જગાત ઓછી આપવી પડે એટલા સારૂ અહીંથી બહુ તો ચાલ્યા જાય છે.”

મેં તેને કહ્યું, "ત્યારે તો ઠીક જો. મારી પાસે એવી વસ્તુઓ છે કે જેને માટે મારે બીજા દેશોમાં જકાત આપવી પડે. પણ, હું તો સરકારને દાણ આપ્યા વિના જવા માગું છું, તો શું મને રાતોરાત અહીંથી બેલ્જીઅમ લઇ જશે ?"

તે હસ્યો; સીગરેટના ગોટેગોટા કાઢવા લાગ્યો. થોડીક ક્ષણ પછી તેણે પૂછ્યું, "ક્યાં ઉતરશો ?"

મેં કહ્યું, "તમને જ્યાં સવડ આવે ત્યાં. મારી આ પેટીમાં ઝવેરાત છે, અને પોલીસને એની બાતમી મળી પણ છે; એટલે પોલીસને મારે છક્કડ મારવી છે સમજ્યો, ને !"

તેણે મારી પેટી તરફ નજર નાખી, અને કહ્યું, "આ, એમાં શું વિસાત ! ભલા આદમીઓને લઇ જવા અને ભાડું લેવું તેમા તો શું મોટી વાત ! હું તમને વ્લેંગનબર્ગ ઉતારીશ ત્યાંથી તમે રેલમાં બ્રસેલ્સ જજો. એ વિષે નાચિંત રહેવું."

"ઠીક ત્યારે ભાડું શું લેશો?" મેં પૂછ્યું.

"જૂઓ સા'બ ! વાત બહુ વસમી છે. રહેજ ભાડું તો ભારે લાગશે. તમે શોખની ખાતર થોડા જાઓ છો? તમારે તો પોલીસને અટવાવવી છે. તમે ભાડાનો વિચાર ન કરો;" માછીએ ભાડાનો ખુલાસો કરતાં જણાવ્યું.

"તોપણ, ભાડું કહેવું તો જોઇએ. કેટલું લેશે ?" મેં વિશેષ ખુલાસો માગ્યો.

તેણે કહ્યું, "ત્રણુસો રૂપિયા."

"ભાઇ ત્રણુસો તો બહુ કહેવાય. મારો માલ તો જો અને પછી ભાડાની વાત કર," મેં માછીને સમજાવવા માંડયો.

માછીએ કહ્યું, "એથી ઓછે તો કોઇ હોડી છોડશે નહિ. તમને ભાડું ન પરવડતું હોય તો ભલે બીજે જાઓ; હું તો એથી ઓછે નહિ આવું. જૂઓને, અમે ચાર માણસ. અમારે ભાગે સો સો રૂપિયા પણ ન આવે."

મેં તેનો સ્વીકાર કર્યો અને જણાવ્યું, "જા, તું કહે છે તે મારે કબૂલ. નાવ ક્યારે મૂકશે ?"

"તમે કહો ત્યારે"

"સાંજે સાત વાગે"

"જેવી મરજી"

"તું ઉતારશે ક્યારે ?"

"સવારના; વ્હાણું વાય તે પહેલાં"

સંધ્યા સમય થયો હતો. આકાશ વાદળાંઓથી ઘેરાઇ ગયું હતું. ચોપાસ અંધકારનું રાજ્ય પ્રસરતું હતું. પાણી અને પૃથ્વી એક થઇ ગયા હતા. પ્રકૃત્તિએ ભીષણ સ્વરૂપ લીધું હતું. એ ચંડી સ્વરૂપ જોતાં કાયાને કંપારી છૂટતી, અને દિલમાં ડર લાગતો. મેં વિચાર્યું, કામ માથે લીધું તો પછી ડર કેવો ? ડર મને લાગે જ શાનો ? ધર્મ બજાવતાં મને બ્હીક શીદને લાગે ? હું નિશ્ચળ બન્યો, કર્તવ્યમાં અડગ બન્યો.

લોકોથી લપાતો લપાતો હું સમુદ્રકાંઠે આવી પહોંચ્યો. હોડી ત્યાં જ હતી. માછી મારી વાટ જોઇ બેઠો હતો. હુ નાવમાં બેઠો, અને તે ચાલુ થઇ. બેલ્જીઅમની દિશામાં તે હંકારાતી હતી.

હોડીમાં એક ન્હાના ઓરડામાં મને જગ્યા મળી હતી. મારી ઓરડીમાં દિવાનો ઝાંખો પ્રકાશ હતો. સમુદ્ર ઉછાળા મારી રહ્યો

હતો; હવામાં ઉગ્રતા હતી; વાતાવરણ ખૂબ તોફાની લાગતું હતું. હોડીને ડૂબી જવાને બહુ વાર નથી એમ મને લાગ્યું. જો હવામાં જરા પણ તેજી આવશે તો હોડી ડૂબી ગયા વિના ન રહેશે એમ મને ખચીત લાગ્યું. આવા સંજોગોમાં સમુદ્ર પાર થવાની આશા તો કોઇક પાગલજ રાખી શકે; પણ મારે માટે બીજી આશા રહીજ ન હતી. કાલે બધું ઠેકાણે પડી જશે. આજે ગમે તે થાઓ. પ્રાણ રહે કે પ્રાણ પડે, તો પણ મારે મારૂં કાર્ય બજાવવામાં ડગવું જોઇએ નહિ.

મેં મારી ચામડાની પેટી મારી નજદીકજ રાખી હતી. તેને સંભાળપૂર્વક હું સાચવતો હતો. આ તોફાની પવનમાં મારૂં કાર્ય હું છોડી દઇશજ નહિ, એવી મારી અડગ પ્રતિજ્ઞા હતી. શિર ખપી જાય તેની મને પરવા ન્હોતી, એટલે મારી તે ઘડિયાળ હું ખૂબ સાવચેતીથી સાચવતો. મારૂં વહાણ વેગથી ચાલતું હતું. આ વખતે મારૂં જૂનું છાપું મારા હાથમાંજ રહી ગયું; અને મારી આંખો મિચાઇ ગઇ; ઉંઘની સ્હેજ ઘેન આવવા લાગી.

હજી સુધી હું ઘોર નિદ્રામાં ન્હોતો પડયો. મારી ચેતના હજી જાગૃત હતી. હું પડી રહ્યો હતો એટલામાં મારે કાને ધીમા ધીમા શબ્દો આવ્યા. મેં આધ ઉઘડી આંખે જોયું; અને બધે અંધારૂં જામી ગયું હતું, ઓરડીનો દિવો પણ બુઝાઇ ગયો હતો.

હું ચૂપ રહી પડી રહ્યો, અને મંદ સ્વરે થતી વાતચીત સાંભળી રહ્યો. મને લાગ્યું કે મારે વિષેજ કાંઇ વાતો થતી હતી.

એક માણસ બોલ્યો, "જૂઓ તો ખરા ! આ માણસ ઝવેરાત ચોરી લાવ્યો છે, ને તે અકસ્માત આપણે હાથે ચઢ્યો છે. હવે આપણે જો એને જતો કરીએ તો આપણા જેવા મૂરખા કોણ ?"

બીજાએ કહ્યું, " કાંઇ ભાન છે ? જરા સાંખજે તો ધીમો કાઢ. બધાને ગરદન મારવા છે કે શું ?

ત્રીજાએ જણાવ્યું, " તું તો બ્હીતો લાગે છે. આ કાંઇ શહેર નથી. બધું મેળવી લઇ આપણે એને દરિયામાં ગબડાવી મૂકીશું. યાદ આવે છે ? પેલા દિવસે આપણે પેલા માણસને કેવો ફેંકી દીધો હતો ! "

ચોથાએ મત દર્શાવ્યો, " ભાઇઓ ! એ તો આપણું જ કામ. આપણે તો જીવનને તુચ્છ ગણીએ છીએ. આપણે કાંઇ પાદરી સાહેબ નથી કે નથી પરોપકારીના ડીંગલા કે આ શિકાર જવા દઇએ. આ ઝવેરાત આપણે જ ભોગવીશું. શું તાલ ! " એટલું કહેતાં તે મલકાયો, અને પછી સ્હેજ મ્હોટેથી હસી પડયો.

હું તો આ બધું ચુપચૂપ સાંભળ્યા કરતો હતો. મને મારા જાનની પરવા ન્હોતી હું મોતથી બ્હીતો હોત તો નિહિલિસ્ટ થતેજ શું કામ ? પણ, અત્યારે મારે આ લોકોના પ્રપંચની વિરૂદ્ધ જવું જોઇએ નહિ. શત્રુની તલવારથી મરવા કરતાં પાણીમાં ડૂબી મરવું એ વધારે દુઃખદાયી છે. અને આવી કાજળઘેરી ભયંકર રાત ! હવે મને સમજાયું કે બધું જાણ્યા વિના હોડીમાં બેસી મેં ભૂલ કરી. આટલી આટલી મુશીબતો વેઠી ! આટલા આટલા સંકટોની સામે બાથ ભીડી ! આ ઘડિયાળને સારૂ જીંદગી જોખમમાં નાખી ! અને હવે મારે સાગરમાં ડૂબી જવાનું ! શું આટલાજ માટે મારે આટલું કષ્ટસહન કરવાનું હતું !

મારો પગ આ વખતે મારી પેટી પર હતો. કોઇએ એકદમ તે પકડયો અને ખેંચ્યો. મને લાગ્યું કે કોઇ મને ઢંઢોળી રહ્યું છે; અને આ હલામણથી ઘડિયાળ તૂટી જશે. ઝવેરાત તો બાજુએ, પણ

આખી નાવડી પાણીમાં બેસી જશે; બધા માણસો ડૂબી જશે! હવે, મારે સૂવાનો ઢોંગ ન કરવો. આ પેટીમાંની ઘડિયાળ બધાનાં પ્રાણ ઝડપી લેશે, એટલે સૂવાનો ઢોંગ મારે છોડી દેવો.

આખરે મેં ગર્જના કરી, "કેમ, પેટીને કેમ હલાવો છો?"

એક બોલ્યો, "વાહ! બાબુ સા'બ! તમે પણ ઠીક સમજી ગયા. સાંભળો; સીધા સીધા ચોરેલો માલ અમને પડાવી લેવા દો. અમે ચાંચીઆ છીએ. સમજયા? પાધરા પાધરા સૂઈ રહો, નહિ તો જોયો આ ઉછળતો સમુદ્ર? તમે તળિયેજ ગયા સમજજો. ખબર છે, અમે ચાર જણા છીએ. તમારા હાથ ટાંટીઆ ઝાલી, પાણીમાં ફેંકશું કેની......સમજયા?"

હું સફાળો બેઠો. એમનાથી ડરી, ડગી જાઉં એવો તો હું નથીજ; એટલે મેં ગજવામાંથી પિસ્તોલ કાઢી અને એક આદમીની સામે તાકી. મેં રૂવાબભેર કહ્યું, "ચાંડાલો! આ તમારો ધંધો છે, કેમ? અંધારામાં તમને હું જોઇ શકતો નથી તેથી આ બધા નાચ નાચો છો? પણ યાદ રાખજો, મારા હાથમાંથી તમારાથી છૂટી શકાવાનું નથી. સમજયા? પિસ્તોલની એક ગોળી તમને બધાને પહોંચી વળશે; મારી એક ગોળી તમારા ચારેની ખોપરી ઉરાડી દેશે. ખબરદાર! મારી પેટીને અડકયા તો."

મારા બોલના ઉત્તરમાં મને લાકડીનો પ્રહાર પડ્યો. મારનારે મને તાકીને મારી હતી, પરંતુ અંધારામાં તે નિશાન ચૂકી ગયો. લાઠી મારી બાંહ્ય પરજ પડી. આ વખતે એક માણસે બત્તી સળગાવી. અજવાળામાં મેં મારી સામે ચાર માણસોને ધ્રૂજતા જોયા.

એક માછી મારી પિસ્તોલ જોઇ ગભરાયો. તે બ્હાવરો બની અચકાતો અચકાતો બોલ્યો, "ભાઇ! ભાઇ! તમને અમે કહ્યું હતું

કે ત્રણુસો રૂપિયા ભાડું આપવું પડશે. હવે અમને લાગે છે કે એ બહુ કમ છે, એટલે તમારે આ ઝવેરાતમાંથી અમને હિસ્સો આપવો પડશે."

હું ઉત્તર આપું તે પહેલાં તો બીજા માણસે મારી પાસેથી પેટી ઝૂંટવી લીધી. તેણે કહ્યું, "જીવ વ્હાલો હોય તો ચૂપચાપ પડી રહો; નહિ તો દરિયામાં ડૂબ્યાજ સમજજો."

મેં કહ્યું, "પેટી છોડો. નહિ તો ગોળી છોડીશ."

મારાં વચનમાં તેને વિશ્વાસ બેઠો નહિ હસતાં હસતાં તેણે કહ્યું, "જાણ્યું, જાણ્યું; જોયા. અમે ચાર ને તું એકલો."

મેં પિસ્તોલનો ઘોડો દબાવ્યો. ગોળી તે માણસના કાન પાસેથી છટકી, ઓરડાની કાચની બારી તોડી, બ્હાર નીકળી ગઇ. બારીના ચૂરેચૂરા થઇ ગયા. પેલો માણસ આ જોઇ પહેલાં તો હેબકાઇ ગયો, પણ પાછળથી તે તેજદાર છરો લઇ મારી સામે ધસ્યો. તે મને પકડે તે પહેલાં તો તેના સાથીએ તેને રોક્યો, અને કહ્યું, "મરવા દેને. શું કામ મારે છે? આપણને એ પેટી સોંપી દેશે એટલે આપણે એને વેન્ડૂન ઉતારી લઇશું."

મે સત્તાવાળી અવાજે બૂમ પાડી, "જાઓ, જાઓ, હું કદી પણ પેટી સોંપીશ નહિ. તમે બધા આપોઆપ તમારી જાળમાં ફસાયા છો. મને તમે એવો મૂરખ સમજો છો કે ઝવેરાતની પેટી લઇ તમારા જેવા ભામટાઓ અને ચાંચીઆઓ સાથે મુસાફરી કરૂં! નથી આ પેટીમાં ઝવેરાત, નથી કોઇ કિમતી ચીજ. એનો માલ તમને બતાવું તો તમે તેને અડકવાની પણ હિમ્મત કરશો નહિ. અને એ માલ જોયો જ હોત તો મને બેલ્જીઅમના ટાપુમાં ઉતારવા તમે ખુશી બતાવતે કે કેમ એ સંદેહની વાત છે."

એક માછી બોલી ઉઠયો, "ત્યારે એમાં શું છે!"

"ડાઇનામાઇટ" મેં કહ્યું.

બધા એક સ્વરે આશ્ચર્યથી રાડ પાડી ઉઠયા, "ડાઇનામાઇટ!" મેં ભારપૂર્વક ઉત્તર આપ્યો, "હા, ડાઇનામાઇટ. તમે તમારૂં ભલું ઇચ્છતા હો તો એક વાત સાંભળો. હું કહુ છું તે સાચુંજ કહું છું, એની ખાત્રી આપવા હું મારી પેટી હમણા ખોલું છું. સૂરજ ઉગે તે પહેલાં તમારે મને વેન્ડૂન પહોંચાડી દેવો પડશે; નહિતર મારા બધા પ્રયત્નો પર પાણી ફરી વળશે. મને જીવનો જોખમ બતાવશો તેથી હું ડરી જવાનો નથી; હું તો મારા માથાને હથેળીમાં નચવતોજ ફરૂં છું. મને મારા જીવનનાં મૂલ નથી; હું તો તેને તુચ્છ ગણું છું, અને તમે મારૂં કહ્યું કરશો નહિ તો સાંચાની કળ હું દબાવી દઇશ, અને પછી જોજો તમે બધા સાગરને તળિયે બેસો છો કે નહિ. તમારી હોડકીના ફોડચાં ઉડી જશે, તમારા નામ નિશાન પણ શોધ્યાં જડશે નહિ. હું મરૂં તો તેની મને પરવા નથી. હું મરૂં પણ તમે જીવી શકવાના નથી. પછી, તમારી જેવી મરજી." ત્યાર પછી મેં મારી પેટી ઉઘાડી, ચોરોને બતાવી, તેમને ખાત્રી થઇ કે એમાં ઝવેરાત તો નથીજ.

પેટી જોઇ તેઓ મૂગા થઇ ગયા. મ્હોં વિકાસી તેઓ બિલાડીની શાંતિથી મારી ઓરડી બ્હાર ચાલ્યા ગયા, રસ્તામાં મારી સાથે કશી પણ ભાંજગડ કરી નહિ. પૂર વેગે, સમીરની લ્હેર સાથે, હાંફતા હાંફતાં તેઓએ હોડી હંકારી, પ્હો ફાટે તે પહેલાં મને બેલ્જીઅમને કિનારે ઉતાર્યો.

બીજે દિવસે સમી સાંજે રેલગાડીમાં જવા માટે મેં ઑસ્ટ્રી-આના પાટનગરની ટીકીટ ખરીદી. ત્યાં, "હોટલ ડી યૂરોપ" માં

મેં મારો ઉતારો કર્યો. હું મારૂં ભોજન લેતો હતો એટલામાં એક ઉંચી કદની યુવતીએ અમારા ઓરડામાં દેખા દીધી. તેણે મને અભિવંદન કર્યાં; અને મારી સામેની ખુરસી પર પોતાની બેઠક લીધી.

તેની ઉમ્મર ત્રીસ–બત્રીસ વર્ષની લાગતી હતી. એનો પોશાક કોઇ સુઘડ સ્ત્રીના જેવો હતો, એની આકૃતિ એનો ઉંચો ખવાસ બતાવતી હતી. મારી સામે બેઠી બેઠી તે મારી સામે તાકીને જોતી હતી; મારા મ્હોંનો અભ્યાસ કરતી હતી. પછી, થોડીક વારે એણે અમારા નિહિલિસ્ટ પંથનો એક સંકેત કર્યો, મે તેવાજ સંકેતથી જવાબ આપ્યો. અમને બન્નેને અમારા નિહિલિસ્ટ હોવા વિષે પાકે પાયે ખાત્રી થઇ; પછી અમે વાતચિતમાં રોકાયા.

તે જુવાન રમણી ભોજન ખાતી ખાતી મારી સાથે વાત ઉકેલતી હતી. અમે બન્ને ફ્રેંચ ભાષામાંજ બોલતા હતા થોડાક વખતમાં તેણે તેનું ખાવું ખતમ કર્યું; તે બ્હાર ગઇ, મને બ્હાર બોલાવ્યો અને તેણે મને કાનમાં કહ્યું, "૬૪ નંબરના મકાનમાં અડધા કલાકમાં મને મળજો."

એણે આપેલા વખત પ્રમાણે, ખૂબ સાવચેતી રાખી હું એને મકાને ગયો. મને તેણે ખુરસી પર બેસાડયો; અને પોતાના ચોર ગજવામાંથી એક પત્ર કાઢી મને વાંચવા આપ્યો. મેં જોયું તો એના પર નિહિલિસ્ટ સમિતિના પ્રમુખના અક્ષરો હતા. આ ઘડિયાળ બનાવનાર કારીગર સાથે આ જુવાન સ્ત્રીને ખાસ ઓળખ ન હતી. હું તો રાતોરાત ઘડિયાળ લઇ આવ્યો અને તે સ્ત્રીને મેં સોંપી દીધી. તેણે તે જ ક્ષણે પોતાનાં કપડાંની પેટી ઉઘાડી, અંદરનું ખાનું ખોલ્યું, અને ઘડિયાળ તેમાં મૂકી.

ઘડિયાળ રાખવા માટેજ તેણે આ પેટી બનાવડાવી હતી. સંભાળથી તેની ગોઠવણ કર્યા પછી યુવતીએ મને કહ્યું, 'રશિયાના રાજરાજેન્દ્રના મહેલમાં આ ઘડિયાળ પહોંચાડી દેવા માટે સર્વ તજવીજ થઇ ગઇ છે,

આ શુભ સમાચાર સાંભળતાં મને આનંદ થયો. યુવતીએ મારો જવાબ માગ્યો નહિ, પરંતુ તે બોલી, "ચાર ચાર દિવસથી હું તમારી વાટ જોતી બેઠી છું. આવતી કાલે સવારે તો મારે ચાલ્યાજ જવું પડશે. મને આજ્ઞા છે કે પાંચ દિવસમાં મારે પાછા આવતા રહેવું."

હું ઉઠવા લાગ્યો. ઉઠતાં ઉઠતાં મેં કહ્યું, "શ્રીમતી ! રજા લઇશ. મારી પરવરદિગારને પ્રાર્થના છે કે તમે નિર્વિઘ્ને તમારા સ્થાને પહોંચી જાઓ; અને આપણું ધારેલું કામ પૂરણ થાઓ. આપણા પ્રયત્નોથી રશિયાનું સિંહાસન ગબડી પડો, ઉખડી જાઓ; નિહિલિસ્ટ પંથનો વિજયધ્વજ ફરકો !"

ફ્રેંચ ભાષામાં તેણે જવાબ આપ્યો, "હું પણ તેજ પ્રાર્થના કરૂં છું, નિહિલિસ્ટ સંપ્રદાયના ઉદ્દેશની સફળતા કરવા માટે મારૂં જીવન મેં સમર્પી દીધું છે. એનેજ માટે હું જીવું છુ, એનેજ માટે હું મરીશ."

બીજે દિવસે સવારે હું હોટલમાં જમવા ગયો. મેં ત્યાં સાંભળ્યું કે યુવતી અરૂણ ઉગ્યો તે પહેલાં ત્યાંથી ચાલી ગઇ હતી.

ભોજન લઇ હું મારા મુકામે જતો હતો તો મારી ઓરડીમાંથી એક માણસને બ્હાર નીકળતો મેં જોયો. મેં તેને તરત પારખી કાઢયો. એ પેલો જાસુસનો સરદાર મિ. ગુવા હતો.

ગુવાએ મને જોયો. મને જોતાં તેણે કહ્યું, "કેમ સાહેબ! દેશ દેશાંતર ફરો છો કે? ઠીક. બહુ સારૂ. પણ જોજો, કોઇ સ્ત્રીના પંજામાં પટકાઇ ન જાઓ."

મેં મારા મનના ભાવ શમાવ્યા અને કહ્યું, "નારે ભાઇ, એવી ગરબડમાં આપણે શું કામ ઉતરીએ! હું તો અહીં બચપણમાં ભણતો હતો, એટલે મારા દોસ્તોને મળવા અહીં આવ્યો છું."

ગુવા બોલ્યો. "ઠીક ઠીક ફરી પાછા મળશું. સાહેબજી!" તે ત્યાંથી પછી ચાલ્યો ગયો. ઓરડીમાં જઇ મેં જોયું તો મારો સામાન અસ્તવ્યસ્ત થઇ ગયો હતો. મેં મારી પેટી ખોલી અને તેમાંની વસ્તુઓ જહીં તહીં પડેલી માલમ પડી. મને સમજાયું કે ગુવાએ પોતાની ચાવીથી મારી પેટી ખોલી હતી.

પણ એનો યત્ન સફળ થયો નહિ. મેં મુદ્દામાલ તો કયારનો પહોંચાડી દીધો હતો. ગુવાએ મારી પાછળ ઘણીયે ધમાચકડી કરી પણ તેનું કશું વળ્યું નહિ.

આ બન્યા પછી સાત દિવસો ઉગી આથમી ગયા. હું લંડનની એક સડકપર સાંજને વખતે હું ઘૂમી રહ્યો હતો. છાપાં વેચનારાઓનાં ટોળાં ફર્યાં કરતાં હતાં. એક છોકરાએ મોટે સાદે બૂમ પાડી "ગરમા ગરમ સમાચાર! નવો હત્યાકાંડ! ઝારના ખૂન માટેનું કાવત્રું! આખરે ફૂટી ગયેલું પોકળ."

મેં તે છાપાની એક નકલ ખરીદી; અને તાર સમાચારો પર નજર નાંખી. ધ્યાનપૂર્વક વાંચતાં મને માલમ પડયું, કે છોકરો બૂમ પાડતો હતો તે વાત સાચી છે. તારમાં હતું, "રશિયાના મહારાજાધિરાજના શીતળ મહેલનો એક ભાગ ઉરાડી દેવામાં કેટલાક

ઓરડાઓનો નાશ થયો છે. પરંતુ, ઝાર મહારાજ ખૂબ વિચિત્ર સંજોગો વચ્ચે બચી જવા પામ્યા છે."

મને પાછળથી ખબર પડી કે આ બનાવ પછી પિટર્સબર્ગમાં ભારે ઉત્પાત ફેલાયો છે. રશિયાના ઝારે ભયનો માર્યો ખોરાક પણ લીધો નથી, અને લેતા નથી. નિહિલિસ્ટો જાણી હજારો આદમીઓને ગિરફતાર કરવામાં આવ્યા છે, અને હજી આવે છે. નિહિલિસ્ટોનું પરાક્રમ જોઇ રાજકર્મચારીઓ એકદમ ચૂપ થઇ ગયા છે.

તે દિવસના છાપાંઓમાં એક વિશેષ ખબર હતી. સંદેહજનક મૃત્યુના મથાળા હેઠળ એક સમાચારમાં જણાવાયું હતું કે સીન નદીમાં એક આદમીની લાશ જડી આવી છે. આ બધું વિગત વાર વાંચ્યું તો મને ખાત્રી થઇ કે અભાગી પેટ્રાવસ્કીને કોઇ નિહિલિસ્ટે ઠાર કર્યો છે. નિહિલિસ્ટોની પ્રતિજ્ઞા એવી અમોઘ હોય છે.

# પ્રકરણ પાંચમું

રાત્રિનો સમય હતો. મેં વર્તમાનપત્ર વેચનાર ફેરીઆનો વેશ લીધો અને બ્હાર નીકળી પડયો. કાર્યસિદ્ધિ માટે એવું એકે કાર્ય ન હોય જે અમારે ન કરવું પડે, એવો કોઇપણ વેશ ન હોય, જે અમારે ધારણ ન કરવો પડે.

પસીનાથી બદબદતાં, ફાટયાં તૂટયાં વસ્ત્રો પહેરી, હાથમાં વર્તમાનપત્રો રાખી બૂમો મારતો મારતો ગાડીઓ ઉભી રહેવાની જગ્યાએ હું આવી ઉભો. ત્રણ કલાક ઘાંટો પાડયો ત્યારે માંડમાંડ ત્રણ પત્રો હું વેચી શકયો. પરંતુ તેથી મને જરાયે નિરાશા થાય એમ હતુજ નહિ; કારણકે એ કંઇ મારો ધંધો નહતો કે એમાંથી પૈસા કમાવનો મારો ઉદ્દેશ નહતો. ત્યાં બીજા બે ચાર છોકરાઓ પણ છાપાં વેચતા હતા. તેમનો ઢંગ પણ મારા જેવોજ હતો. તેમના નફામાં મને ભાગ પડાવતો જોઇ તેઓ મારા પ્રત્યે કોપાયમાન થયા.

નિહિલિસ્ટ સંપ્રદાયના એક ગૃહસ્થ થોડા વખતથી લંડન શહેરમાં આવ્યા હતા. તે વિષે મને ગુપ્ત સંદેશો મળી ચૂક્યો હતો એટલે હું તેમની રાહ જોઇ રહ્યો હતો. એઓ મોસ્કોના એક પ્રસિદ્ધ વેપારીના આડતિયા હતા અને ઘણાં વર્ષો થયાં નિહિલિસ્ટ પક્ષમાં તેઓ જોડાયા હતા. પરંતુ તે નિહિલિસ્ટ સંપ્રદાયને બેવફા નીવડ્યા. મોસ્કોથી અમારી સમિતિએ અમને સમાચાર મોકલ્યા હતા કે એ માણસે વિશ્વાસઘાત કર્યો છે અને અમારી લંડનની સમિતિની હિલચાલ વિષે તપાસ કરવા એ લંડન આવ્યા હતા.

રશિયન ઝારના શીતલ પ્રાસાદની ભયંકર ઘટના બની ગયાને દિવસો વીત્યા, મહીનાઓ વીત્યા પણ ગુવા મહાશય તેનો બિલ્કુલ પતો ન મેળવી શક્યા એટલે સમ્રાટ્ ઝારે તેને બરતરફ કર્યા અને તેની જગ્યાએ આ લંડન પધારેલા ગૃહસ્થની નીમણુક કરવામાં આવી હતી એનું નામ આલબર્ટ જેક લિયટ હતું બે અઠવાડિયાં થયાં હું એનો પીછો લઇ રહ્યો હતો. એની હીલચાલની માહીતી મેળવવા મારે ક્યાં ક્યાં ભ્રમવુ પડ્યું અને કેવા અવનવા વેશ બદલવા પડયા તેનું વર્ણન આપી વાચકની ધીરજ ખૂટાડવા હુ નથી માગતો. મોસ્કોની નિહિલિસ્ટિ સમિતિનો પત્ર મળ્યો તેજ દિવસથી હું તેની પાછળ પડ્યો અને જે સ્થાન પર હું વર્તમાનપત્ર વેચનાર ફેરીઓ બની ભટકતો હતો, તે જગ્યાએ તે આવનાર હતો એવી મને પહેલેથી ખબર મળી હતી.

અંધારૂં થઇ ગયું હતું. ઠંડી કકડીને પડતી હતી. તેની કશી પરવા કર્યા વિના હું ચાલતો ચાલતો એક થીએટર પાસે આવી પહોંચ્યો. વીજળીના પ્રકાશથી થીએટર ઝગઝગ થઇ રહ્યું હતું. પ્રેક્ષકો આનંદમાં મગ્ન થઇ મ્હાલતા હતા.

થોડો વખત હું ત્યાં થોભ્યો. પછી મેં સીઢી ઉપરથી એક કિંમતી પોષાક પહેરેલી, સુંદર યુવતીને ઉતરતી જોઇ. તેની આંખમાં તેજ ચમકતું હતું. તેના છૂટા વાળ તેના સૌંદર્યમાં વધારો કરતા હતા. તેનો ચ્હેરો તેની ગંભીર પ્રકૃતિ સૂચવતો હતો. તેનું નાક જોતાં ખાત્રી થતી કે તે દૃઢ પ્રતિજ્ઞ સ્ત્રી હતી.

થીએટરની બ્હાર નીકળી કે તરત ત્રણ ચાર ગાડીવાળા તેની આસપાસ વીંટળાઇ વળ્યા અને દરેક પોતપોતાની ગાડીમાં બેસવા તેને આગ્રહ કરવા લાગ્યો. પરંતુ એ યુવતી તેમના તરફ બેપરવા રહી, જાણે કંઇજ સાંભળ્યું ન હોય એમ દરવાજા આગળ જઇને ઉભી, બેચેન બની આમ તેમ આંટા મારવા માંડયા. એકાએક તેની દૃષ્ટિ મારા તરફ પડી અને કપડાં સમાલી એકદમ મારી પાસે આવીને ઉભી. મે પૂછ્યું, "મેમ સાહેબ, છાપું જોઇએ? જે પત્ર જોઇએ તે મારી પાસે છે." એ યુવતી ધીરતા અને ગભીરતાથી બોલી, "એન્ટન પ્રેજેનવ, તમારી ઇચ્છામાં આવે તે અખબાર મને આપી શકો છો!"

મારા નામની એને ખબર ! હું તો આભોજ બની ગયો. એક શબ્દ પણ ન બોલી શકયો. મેં કપડાં બદલ્યાં, વેશ બદલ્યો, ગરીબ બન્યો, છાપાં વેચનાર ફેરીઓ બન્યો ! છતાં એક સ્ત્રીએ મને ઓળખી કહાડયો ! અને તે પણ કેટલી સરલતાથી ? હું મુઝાયો. મને વિચાર આવ્યો, મને અને મારા ગુપ્ત વેશો ધિકકાર છે !

મારા મનની સ્થિતિ ન વર્ણવી શકાય એટલી ગભીર થઇ પડી. પરંતુ એટલામાં એ યુવતીએ એક વાત કરી અને મારા મનના ભાવોમાં તરત પલટો થઇ ગયો, મારા હોશકોશ ઠેકાણે આવ્યા. તે જે શબ્દો બોલી તે રશિયન ભાષાના ન હતા. પણ નિહિલિસ્ટ સંપ્રદાયના

સભ્યો એજ શબ્દોથી એક બીજાને પીછાની લે છે. એ શબ્દો અત્યંત ગુપ્ત રાખવામાં આવે છે.

હું નિસ્તબ્ધ થઇ ગયો. યુવતી મારી સામું જોઈ હસી. તે બોલી, " આમ છાપાં વેચાય કે ? લાઓ, જોઇએ. મને એક આપો."

ચપળતાથી મેં તેના હાથમાં એક છાપું મૂક્યું, પણ તે કયું હતું તેની મને કશી યાદ નથી. યુવતીએ છાપું લીધું, અને બેદરકારી બતાવી મને એક આનો આપ્યો. તે આનાને એક કાગળમાં વિંટાળ્યો હતો. યુવતીએ તે સોંપતાં સોંપતાં મને કહ્યું. " આમાં કાર્યવાહક સમિતિની આજ્ઞા છે. બહુ જરૂરી છે, જોજો." મને સૂચન કરી તે મારી પાસેથી ચાલી ગઇ. પાસે ઉભેલી એક ગાડીમાં બેસી તે અદૃશ્ય થઇ ગઇ.

મેં છાપાંઓને મારી બગલમાં સંતાડયા, અને ત્યાંથી ચલતી પકડી. મારા છાપાં વેચનારા સાથીઓ મારૂં વર્તન જોઇ અચરજ પામ્યા; અને બોલ્યા, "કેમ મહેરબાન ! ખલાસ ! ચાલવા માંડયું કે ?"

મેં કહ્યું, " હા, ભાઇઓ ! અહીં વેચવામાં મને તો કંઇ માલ જણાતો નથી. તમે અહીંના ખાધેલ થઇ ગયેલા એટલે તમને સારા ઘરાકો મળે. મારૂં શું ગજું ! "

હું સ્હેજ દૂર હઠયો. ચારે ગમ નજર નાંખી વળ્યો. આ વખતે રોશની ઝગમગી રહી હતી. મારૂં કુતુહલ વધી ગયું. યુવતીએ આપેલા કાગળમાં શું હશે તે જોવા મારામાં આતુરતા ખૂબ ઉઠી. ચોપાસ આંખ ફેરવી; અને મોકો સાધી મેં કાગળ ખોલ્યો, વાંચ્યો.

તેમાં લખ્યું હતું, "આ કાગળ લઇ આવનારનું નામ સોશી જગરાવના છે. કાલે અગિયાર વાગે ૭૬ નંબરની ઓરડીમાં એને જઈ મળો. એ કામમાં જરાયે ઢીલ કરશો નહિ. પોલ પેટ્રૂ."

સોફી જગરાવના ! એનું નામ મેં અનેક વખત સાંભળ્યું છે. પરંતુ એનાં દર્શન અત્યાર સુધી મને ન્હોતાં લાધ્યાં. એના જેવી બુદ્ધિશાળી સ્ત્રી અમારા સંપ્રદાયમાં બીજી કોઇ છેજ નહિ. એની ચતુરાઇ આગળ બધાંને હાર ખાવી પડતી; એની હિમ્મત સૌને ચકિત કરી નાખતી. એના કામોએ પૃથ્વીને ડોલાવી છે, એનાં આંદોલનોએ છાપા-ઓમાં કોલાહલ પેદા કર્યો છે. એ સોફી જગરાવના ! એનો પરિચય કરવો એ પણ કઠણ એવી એ સોફીની મને અચાનક ઝાંખી થઇ.

રશિયન મહારાજાધિરાજનો શીતળ મહેલ નાશ પામ્યો. મોસ્કોના ગવર્નર જનરલે આથી સેંકડો નિર્દોષોને પકડી પકડી જેલમાં ઘોંચ્યા; અપરાધ કબુલ કરાવવા માટે જાતજાતના જુલ્મો ગુજાર્યા. સોફી ખબર લાવી હતી કે એ ગવર્નર જનરલને ગોળીથી વીંધી નાખવામાં આવ્યો છે.

સોફીએજ ગવર્નર જનરલને ઠાર કર્યો હતો. એ કાર્ય એણે એકલ હાથે પાર પાડયું હતું; એમ છતાં, પોલીસ એને અડકી પણ શકયા નથી; એનો વાળ સરખો પણ તેમનાથી વાંકો વાળી શકાયો નથી.

આજે ત્રણ વર્ષથી એ જ્યુરીચમાં રહેલી છે. જ્યુરીચના વિદ્યાર્થીઓ એને દેવી ગણી પૂજે છે. અને એણે એ વિદ્યાર્થીઓમાં એવું તો નવજીવન ભર્યું છે કે એનું વર્ણન કરતાં મનરંજન થયાં વિના ન રહે. સોફીનાં રૂપે, જોબને અને પ્રવૃત્તિઓએ વિદ્યાર્થીઓમાં અજબ છાપ પાડી છે. એની સાથે બોલવું એ જીવનની ધન્ય પળ મેળવવા સમાન છે; એનો સમાગમ જીવનની સફળતા માટે છે. રશિયા ને જર્મનીના અનેક વિદ્યાર્થીઓ સોફીની પાછળ જાન ફના કરવા નીકળી પડયા છે. સોફીએ હજારો વિદ્યાથીઓને નિહિલિસ્ટ દળમાં દાખલ કરી દેશભકત બનાવ્યા છે. સોફીનો બોલ પડતાં,

તેના વિદ્યાર્થીઓ, સિપાઇઓની માફક તે ઝીલી લે છે, અમલમાં મૂકે છે.

સોફીનું ચરિત ભારે અદ્ભુત છે. તેને પ્રસન્ન કરવા માટે, એક વખત એક વિદ્યાર્થીએ ઝારને ઠાર કરવાનું બીડું ઝડપ્યું હતું. તે સારી રીતે જાણતો હતો કે એ જે રમત ખેલી રહ્યો હતો તેનું પરિણામ સાઇબિરીઆમાં દેશવટો ભોગવવામાં કે પ્રાણ ગુમાવવામાં આવશે.

સોફીએ વિદ્યાર્થીઓમાં અજબ લગની લગાડી હતી. તેની પાસે વિદ્યાર્થીઓનાં ટોળેટોળાં ગુંજ્યાં કરતાં; સોફીનો મીઠો શબ્દ સાંભળવા તેઓ હંમેશાં આતુર આંખે જોયાં કરતાં. તોપણ, આજ ઘડિ સુધી સોફીએ તેમની આગળ એક પણ પ્રેમી સ્વર કાઢયો નથી. પુરૂષો સાથે તે ઘણી વખત હરતી ફરતી તોપણ તેણે આજ પર્યંત અયોગ્ય વહેવાર કદી પણ કર્યો નથી. એ અનેકના સમાગમમાં આવતી, તોપણ એનું મૂળ નામ કોઇ પણ જાણી શક્યું નહતું. લોકો ફકત એટલુંજ જાણતા કે પિટર્સબર્ગના નિહિલિસ્ટ ધર્મની એણે દીક્ષા લીધી હતી; અને સ્વીટ્ઝર્લેન્ડ વગેરે દેશોમાં તે પોતાના ધર્મનો પ્રચાર કરતી હતી.

પત્ર વાંચી લીધા પછી હું થિયેટર આગળ પહોંચી ગયો. હજી સુધી મારી મુરાદ બર આવી ન હતી એટલે ત્યાં જવા સિવાય મારે છૂટકોજ નહતો. થોડીક વાર પછી મેં એક નવા જાસુસને આવતો જોયો. હું એનીજ શોધમાં આટલું બધું રવડયો હતો. થિયેટરની બ્હાર તે નીકળ્યો એટલે હું તેની પાછળ ચાલ્યો. ધૂમતો ધૂમતો તે વેસ્ટમિનિસ્ટર હોટલમાં ગયો. એણે ત્યાંજ પોતાનો મૂકામ રાખ્યો હતો.

બીજે દિવસે અગિયારનો સમય થવા આવ્યો ત્યારે હું સોફીના મકાને ગયો. એની ઘરવ્યવસ્થા જોઇ મારું દિલ પ્રસન્ન થઇ ગયું. એ સૌંદર્યની કેવી અનુરાગી છે તે જોઇ મેં મારા અંતરમાં તેની તારીફ કરી. એના ઘરની સજાવટમાં મારા હૈયાને હુ હારતો હતો, એટલામાં પાસેના ઓરડામાંથી સોફી આવી એની આંખમાં અજબ આગ હતી; એના બોલમાં સખ્તાઇ હતી. એનું કહેવું સાંભળી મને લાગ્યું કે મેં જે વાતો સાંભળી હતી તે પાયા વગરની ન હતી. સોફીની શક્તિ આગળ ભલભલા મ્હાત થઇ જતા, અત્યારે તે મારી સામે ખુરસી પર બેઠી બેઠી પોતાના બોલથી સત્તા જમાવતી હતી.

સોફી બોલી, "હું એક કામ માટે ઇંગ્લિંડ આવી છું. આપણી સમિતિના અધ્યક્ષ સાહેબે મને કહ્યું હતું કે મારે મદદની જરૂર હોય તો તમારી સહાયતા લેવી. આજે હુ સમિતિના કામેજ અહીં આવી છું: એમ છતાં, મારો ઉદ્દેશ અત્યારે હું તમને જણાવવા નથી માગતી. તમે એથી એમ ન માનશો કે મને તમારા પર વિશ્વાસ નથી: હું તો તમારામાં વિશ્વાસ રાખું છું. સાથે સાથે તમે એ પણ ન ભૂલશો કે ભીતોને યે કાન હોય છે: અને તેથી હું તો ભીતોથી પણ સાવધ રહું છું. મને ખબર નથી કે શું થવા બેઠું છે. મને તમે મદદ કરશો ને?"

મેં કહ્યું, "આપણી સમિતિનું જ કામ હશે તો તો જરૂર મદદ આપીશ."

"પણ, એમાં ખૂબ વિપત્તિઓ આવશે," સોફીએ જાણે મને ચેતવણી આપી.

હું નિશ્ચયપૂર્વક બોલ્યો, "તેમાં શું? હું કંઇ જીવનનાં સુખભોગ માટે નિહિલિસ્ટ નથી બન્યો; અને જો એજ આશા હોય તો હું નિહિલિસ્ટ નથી."

સોફીએ વાત સમજાવી. તે બોલી, "ત્યારે તો ઠીક, સાંભળો. અહીંથી હું સોફી ક્લોટરસ્કીના નામથી જાહેર થઇશ. હું મારી જાતને પલેનસ્કના સ્વર્ગવાસી ગવર્નર જનરલ ક્લોટરસ્કીની પુત્રી તરીકે ઓળખાવીશ. તમારે મારા ભાઇ બનવું પડશે. તે ટાણે તમારે ઠીક ભાગ ભજવવો પડશે. અહીંથી હું વેસ્ટ એન્ડ હોટલમાં જઇશ. તમને હોટલના આદમી મારા ભાઇ તરીકે સમજશે."

સોફીની વાતનો હુ મર્મ સમજી શક્યો નહિ. એમ છતાં હુ એટલુ તો સમજી ગયો કે આ વાતમાં કંઈ ગુપ્ત ભેદ છે. મેં જવાબ આપ્યો, "બહુ સારૂં, હું એમ કરીશ." હું બોલ્યો તો ખરો, પરંતુ તેમાં ઉત્સાહનું કૌવત ન હતું.

સોફીએ આછું સ્મિત કર્યું. તે બોલી, "તમને આની કંઇ ઉકેલ જડતી નથી? તમે એના વિચારોમાં પડ્યા છો? ખરું ને? પણ, નાહકના ગભરાશો નહિ. આ વાતનો ગ[illegible] તમને થોડીજ વારમાં મળ્યા વિના ન રહેશે. વારૂ. પોલીસો તમને ઓળખે છે ખરા?"

"ના," મેં જવાબ આપ્યો.

"ત્યારે તમારે ગભરાવું શુ કામ? તમે એટલી તો ખાત્રી રાખજો કે આ સોફીનું કામ સિદ્ધ થશેજ થશે," તેણે દૃઢતાથી મને જણાવ્યું.

મેં કહ્યું, "એની તો મને સંપૂર્ણ ખાત્રી છે. તમારી વિલક્ષણ કાર્યશકિતનુ મને પૂરેપૂરૂં ભાન છે. તમારે સ્થાને કોઈ બીજું હોત તો આમ આંધળીઆ કરી હું કદી ઝંપલાવત નહિ."

પછી, અમે જમવા બેઠા. જમતાં જમતાં નિહિલિસ્ટ પંથમાં રહેલી ખામીઓ વિષે અમે ચર્ચા કરી. આખરે બીજા દિવસ માટે જમવાની કબૂલાત આપી હું ત્યાંથી વિદાય થયો.

આ વાતને લગભગ બે મહીના થવા આવ્યા. જેમ્સ હાઉસ મહેલમાં રશીયન રાજદૂતે પૂર ભપકા અને ઠાઠમાઠથી બાળ-નૃત્ય ગોઠવ્યું. સોફીને અને મને તેમાં હાજર રહેવાનું નિમંત્રણ મળ્યું.

હવે તો હું સોફીના ભાઇ તરીકે જાહેર થયો છું અને અત્યારે લંડનના દક્ષિણ ભાગની એક હોટલમાં વાસો કર્યો છે. મને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે બાળ-નૃત્ય માટે મને રશિયન રાજદૂત નિમંત્રણ આપશે. પણ, મને સમજાયું કે આ નિમંત્રણ સોફીના પ્રયાસોનું જ પરિણામ છે

રાતના દશ વાગ્યા હતા, અને અમે બન્ને નાચમાં હાજર રહેવા ગયા. ગાડીમાંથી ઉતરી અમે પરબારા નૃત્ય-ગૃહમાં પેસી ગયા. તે આવાસનું વર્ણન કરવાની મારી પાસે શક્તિ નથી.

તે મોહામણા ઘરમાં લંડનનું આખું ઐશ્વર્ય ઉતર્યું હતું, યૌવનમાં ખીલતી સુકુમાર રમણીઓએ સૌંદર્ય ભર્યું હતું. રૂપ, યૌવન અને ઐશ્વર્યનાં તે ઓરડામાં દર્શન કરતાં મારી આંખોમાં આહ્લાદના અમી ભરાયાં. પણ, એ બધામાં મારી બ્હેન સોફીનું સ્થાન અદ્વિતીય હતું. તે સૌંદર્યની રાજરાણી પોતાની પ્રતિભાથી, મોહકતાથી અને ઉજ્જ્વળતાથી સૌને અંધારામાં નાખી દેતી હતી; મારી બ્હેન સોફી સરવરમાં પ્રફુલ્લેલા કમળની માફક દીપતી હતી.

અમે બન્ને ત્યાં ગયા પછી એકએકથી છૂટા પડયા. છૂટા પડયાં છતાં અમે એકમેકને બે ત્રણવાર જોયાં.

પછી નાચનો આરંભ થયો. એક એક સ્ત્રીએ એક એક પુરુષ સાથે નૃત્ય માંડ્યું. અભિનય, રસજમાવટ અને કુશળતા વગેરે જોઇ મારું મન મોહિત થઇ ગયું. આખા ઓરડામાં સુખ અને આનંદની ધૂન મચી રહી. આજ સુધી મારી આંખે આવો નાચ કદી જોયો જ ન હતો. એ નાચમાં, આજે તો, મેં પણ ભાગ લીધો.

રાત ખૂબ વીતી ગઇ એટલે હું આરામ લેવા માટે પાસેના એક ઓરડામાં ગયો. તેના દ્વારે ફૂલોની માળાઓ લટકતી હતી. તોરણોથી તેની શોભામાં ઓર વધારો થતો હતો. એનાં આંગણામાં રળિયામણી કુંજો હતી, આખા વાતાવરણમાં સૌંદર્ય અને સુગંધીની જમાવટ હતી. હું ત્યાં બેઠો હતો અને સોફીની ચતુરાઇથી મારા ઉરને રીઝવવા લાગ્યો.

નાચ ચાલતો હતો ત્યારે સોફીને મેં એક વખત પૂછ્યું, "કેમ, ઉત્સવ કેવો છે? ગમ્મત પડે છે ને?" અને સોફીએ મને હસતાં હસતાં જવાબ આપ્યો, "ઠીક છે તો મઝાનો. પણ, આજે કંઇ દુર્ભાગી ઘટના બને તો તમે વિસ્મિત થશો મા."

એનો જવાબ સાંભળી હું તો તાજુબ થઇ ગયો, પરંતુ, પછી તો થોડીક વારે હું આરામ લેવા આવ્યો અને સોફીને પણ પાસેના ઓરડામાં મેં જતી જોઇ. તે ત્યાં બેઠી અને મંદ સ્વરે કોઇ પુરુષની સાથે વાત કરતી તેને મેં સાંભળી દૂર દૂર, બેઠા બેઠા, મારા કાનને સાવધ રાખી હું નીચેની વાત સાંભળ્યા કરતો હતો.

સોફીએ પૂછ્યું, "તમને નિહિલિસ્ટનો ડર નથી લાગતો? એમની ભયંકરતામાં તમે શું વિશ્વાસ રાખો છો?"

પુરુષ બોલ્યો, "મને ખબર છે, એ બધા ધૂતારવા છે. પણ, મને તમે બેવકૂફ ધારશો નહિ. અત્યાર સુધીમાં મેં સેંકડો નિહિલિ-

સ્ટોને જોઇ નાંખ્યા છે, સેંકડોને મેં સાઇબિરીઆ ભેગા કર્યા છે. સાઇબિરીઆ કંઇ નાનું સૂનું નથી. એનું મેદાન વિશાળ છે. એમાં અણગણ્યુ નિહિલિસ્ટોને રાખી શકાય છે. પરંતુ, અફસોસ ! મારે હાથે એકેએક ઝડપાતો નથી. જો મારા પંજામાં આવે તો રશિયાનાં એ નર–રાક્ષસોના નામનિશાન પણ રહેવા દઉં નહિ, રશિયાની ભૂમિમાંથી એમનું સર્વનું નિકંદન કાઢું. મેં સાંભળ્યું છે કે તે નર–પિશાચો મારી પાછળ ઘૂમે છે; તેઓ મારાપર બળ્યા ઝળ્યા રહે છે."

સોફીએ કહ્યું, "એમ લાગે છે કે તમે તેમનાં ષડ્યંત્રોથી ડરતા નથી."

"હું ! એમનાથી ડરું ! ડરે બાયલાઓ, હું નહિ. એમનો તો વળી ડર કેવો ! એમની તાકાદ શી કે મારા જેવા વીર પુરૂષનો તેઓ વાળ પણ વાંકો કરી શકે ?" તે પુરૂષે મદભર્યો જવાબ આપ્યો.

"પણ તેઓ યે શૂરવીર છે. બ્હીક તેમનાથી દૂર ભાગે છે, હો. જૂઓ, તેઓ બધે ઘૂમે છે. બને પણ ખરૂં કે તેઓ તમારો પ્રાણ ઝડપી લે." સોફીએ ભવિષ્ય ચેતવતાં કહ્યું.

પુરૂષના અવાજમાં ગંભીરતા આવી. તે બોલ્યો, "સોફી ! તેમને કરવું હોય તે ભલે કરે, પણ તમે એ નરાધમોની વાતમાં વખત કેમ ગૂમાવો છો? સોફી ! આજે તો તમે ભારે સુંદર લાગો છો."

સોફીએ કહ્યું, "તમારી લાગણી માટે હું તમારો આભાર માનુ છું. તમને ખબર છે ને? હું કેમ એ નિહિલિસ્ટોની વાતો કર્યા કરૂં છું ? મને એમાં ખૂબ રસ પડે છે. તમને એમનાં ષડયંત્રોનો પત્તો લાગે છે ખરો ?"

" એક વખત નહિ, પણ એક હજાર વખત. હજી સુધી મને નિરાંત વળી નથી. હું કેમ આવ્યો છું તેની તમને ખબર ન હશે. સાંભળો. રશિયાના મહારાજને મારી નાખવા માટે ત્રીસ ચાળીસ નિહિલિસ્ટોએ પ્રતિજ્ઞા લીધી છે. એમણે પોતાનાં ષડ્યંત્રની આગ ઇંગ્લિંડમાં પણ ફેલાવી છે. ઇંગ્લંડના અનેક નિહિલિસ્ટો એ કામમાં તેમને મદદ આપે છે. એનો તાબડતોબ પત્તો ખોળવા માટે હું આ દેશમાં રવડી રહ્યો છું. મને પૂરેપૂરી માહીતી મળશે એટલે અહીંથી હું ચાલ્યો જઇશ અને સ્વદેશમાં જઇ એવી તો જાળ ફેલાવીશ કે એક પણ નિહિલિસ્ટ તેમાંથી છટકી જવા પામશે નહિ; એકેએક તે જાળમાં ફસાઇ પટકાઇ જશે. પણ મરવા દો ને એ વાત. તમારા જેવી સુંદર સ્ત્રીને આવી નીરસ અને નિષ્ઠુર વાતોમાં કાં રસ લાગે છે ! તમારે તો એ કઠોર વાતોમાં ન જવું જોઇએ ! સોફી ! ન જવું જોઇએ."

અહીંથી વાતનો વિષય બદલાયો. મને માલમ થયું કે એ બે વચ્ચે પ્રેમની વાતો ચાલી રહી હતી; એકએક વચ્ચે મીઠાં ચુમ્બનની લ્હાણ પણ થતી હતી. મને ચોક્સ લાગ્યું કે એ બન્ને આશુક માશુક છે, પ્રેમના દિવાના છે.

આ પ્રેમનો નતીજો શું આવશે ? કાળની અણલખી લિપિ કોણ વાંચી શકશે ? આ પ્રેમ શામાં પરિણમશે ? વાંચકો તમે કહી શકશો ?

સોફી અને સોફીનો પ્રણયી બન્ને ઉઠયાં; તેમના વિદાય બોલમાં પ્રેમના કોલ' હતા. તેઓ ઉઠયાં, ચાલવા લાગ્યાં, હું પણ તેમની પાછળ પાછળ ગયો.

આ નવો આદમી કોણ છે ? સોફીએ જેને દિલ વેચ્યું છે તે કોણ છે ? મારે એની તપાસ કરવીજ જોઇએ. હું એની ખોળમાં નીકળ્યો, અને માહીતી મેળવવામાં મારે ઝાઝી તકલીફ વેઠવી ન પડી.

એની ઉમ્મર ૩૫ વર્ષની છે. એનું શરીર સુંદર અને સુઘટિત છે. એનો બાંધો મજબૂત અને કદાવર છે. એનામાં જુવાનીનું જોમ છે અને ઉત્સાહ છે. રસિકતા અને મોહકતા એના મ્હોં પર વિલસે છે. સ્ત્રીઓને આકર્ષવાની એની પાસે અસાધારણ શકિત છે એ બુદ્ધિમાન છે, કાર્યદક્ષ છે. સોફીનો એ પ્રણયી મોરકોના ગુપ્ત અનુચરોનો સરદાર છે. અત્યારે નિહિલિસ્ટો પર નજર રાખવા તે નીમાયો છે. એનું નામ મેટવિચ છે. એને વિષે મેં પહેલાં સાંભળ્યું હતું. હમણાજ સોફીના પ્રેમપાત્ર તરીકે મેં એની ઓળખ લીધી.

પ્હેરોડીઉં થવા આવ્યું એટલે અમે અમારા મુકામ પર આવ્યા. ગાડીમાં બેસતી વખતે મેં કપ્તાન સાહેબની વાત છેડી. મેં કહ્યું. "આ આદમી તો શુષ્ક હૈયાનો છે, કેમ નહિ ?"

સોફીએ ગંભીર સ્વરમાં વાત ઉડાવતાં કહ્યું, "હા: એમાં કઇ શક નથી."

આ પછી મેટવિથ અમારા મુકામ પર આવ્યા કરતો. સોફીએ તેની આગળ તેના ભાઇ તરીકે મને ઓળખાવ્યો. અમે ત્રણે જણ સાથે ઉઠતા બેસતા, ખાતા પીતા, અને રાતે થિયેટરમાં નાટકો જોવા જતા.

દિવસો પર દિવસો ચાલ્યા ગયા. સોફી કપ્તાનના પ્રેમમાં એકતાન થઇ ગઇ; બન્ને એક બીજામાં તલ્લીન થઇ ગયા. કપ્તાને હીરાના કેટલાક દાગીના સોફીને ભેટ કર્યા. તે જ્યારે જ્યારે અમારે ઘેર આવતો ત્યારે ફૂલમાળાઓ તથા વેણીઓ વગેરે લાવતો અને સોફીના

મનોહર કેશમાં શોભાવતો. મને તો આ બધી ઘટનાનું રહસ્ય સમજાયું નહિ. સોફી રશિયાથી અહીં કેમ આવી છે, એનો એમાં ગુપ્ત ઇરાદો શું છે, તથા તે શું કરવા માગે છે એ મારી સમજમાં હજી સુધી તો ઉતરી શક્યું નહિ. હું આટલો બધો મુંઝાયો હતો, છતાં મારી સમિતિની આજ્ઞા પ્રમાણે હું સોફીની પાછળ પાછળ આંધળીઆ કરતો હતો.

એક દિવસ સવારના પહોરમાં હું ચૂપચાપ ઘરની બ્હાર નીકળી ગયો. મૂળ વાત વીત્યાને આજે ત્રણ અઠવાડિયાં થયાં હતાં. હું નીકળ્યો હતો સવારે પરંતુ પાછો ઘેર આવ્યો ત્યારે સાંજ પડી ગઇ હતી; સાત વાગ્યાનો સુમાર થયો હતો હું ઘરમાં શાંતિથી પેઠો. દિવાનખાનામાં થઇ હું મારી ઓરડીમાં જતો હતો, પરંતુ મારી કોટડીના દરવાજા મેં બંધ જોયા. ચૂપકીદી રાખી હુ મારી મેળે દિવાનખાનામાં બેસી રહ્યો.

સોફી ત્યાં બેઠી હતી. તેનું મ્હોં બીજી દિશા તરફ હતું એટલે તે મને જોઈ શકી નહિ આ વખતે સોફી કોઇ ચીજની બારીકાઇથી પરીક્ષા કરતી હતી.

હું પગ દબાવતો, જરાય અવાજ ન થાય તેવી રીતે સોફીની પાછળ જઇ ઉભો, સોફીના હાથમાંની ચીજને હું વાંકો વળીને જોવા લાગ્યો. મને લાગ્યું કે એ હાથીદાંતનું ઘરેણું હતું. તેમાં હીરા જડવામાં આવ્યા હતા, તે માથામાં પહેરવાનો ચાક હતો. તેનો ઘાટ સાપના જેવો હતો. તેની ફેણ પર બહુ મૂલ્યવાન હીરાઓ જડયા હતા. તેની નીચે કંઇક સોયા જેવું લાગતું હતું. તે અણીદાર અને તેજદાર હતું.

આ વખતે સોફીને ડરાવવાની મને મરજી થઇ આવી. એને અકળાવવાનું મારૂં મન મારાથી રોકી શકાયું નહિ. હું ઉતાવળેથી

તેના તરફ ઝુકયો, તેની કેડ પકડી અને એના દાગીનાની પેટી ઝડપથી લીધી. સોફી બ્હાવરી બની ગઇ. તે બોલી, "કોણ એન્ટન! મને તો ખબરે નહિ કે તમે આવ્યા છો. સાચું પૂછો તો, હું ખૂબ ગભરાઇ ગઇ."

મેં તો સોફીને જવાબ આપ્યોજ નહિ. મેં તો કહ્યું "વાહ! કેવો સુંદર ચાક! હજી સુધી તો મેં આવું આભૂષણ જોયુંજ નથી."

"અને, એવો ભયંકર અલંકાર તમે જોયો પણ ન હશે, કેમ એન્ટન!" સોફીએ મારા આશ્ચર્ય વચ્ચે કહ્યું.

"ભયંકર! તમે અહીં કયાંથી લાવ્યા? આ દાગીનો ભયંકર છે?" મેં વિસ્મય પામી કહ્યું.

સોફીએ ઉત્તર આપ્યો, "લાઓ; લાઓ, એ તો મારો છે."

મેં સોફીના હાથમાં તે દાગીનો મૂકયો, અને પછી તેના શિર પર સોહાવવા મેં તૈયારી કરી. સોફી મારી તૈયારી જોઇ ગભરાઇ ગઇ, મને ઘરેણું પહેરાવવા દીધું નહિ; તે તો દૂર હઠી ગઇ. તેના શરીરમાં આ વખતે ઝીણી કંપારી આવતી હતી.

મેં મારો હાથ નીચે મૂકયો, અને તે ચાકના સોયા આગળ હાથ રાખી બોલ્યા, "આટલો બધો ડર! શું એ કંઇ વાઘબાઘ છે?"

સોફીના સાદમાં આ વખતે ઉચાટ અને ગભરાટ જણાયાં. તે બોલી, "અરે! શું કરો છો! આંગળી ખસેડી દો ને. તમને શું મરવાનું મન થયું છે?"

સોફીએ ત્યાર પછી એકદમ મારી આંગળી ખસેડી નાખી. આ જોતાં મને વિચારોની પરંપરા આવી. મેં કહ્યું, "સોફી! તમારી વાતનું રહસ્ય મને તો કંઇ સમજાતું નથી."

સોફીએ જણાવ્યું, “ જૂઓ, આ સોયો કોઇના પણ પેટમાં જરા પણ પહોંચે તો તેનું મૃત્યુ ખચીત માનજો.”

“ ત્યારે શું એની અણીને ઝેર પાયું છે ? ” મેં પ્રશ્ન કર્યો.

સોફીએ મારા પ્રશ્નનો ઉત્તર આપ્યો નહિ. તે તો તે દાગીનાને દિવા પાસે લઇ ગઇ. મેં જોયું તો દિવાના તાપથી એનો આગલો ભાગ મેલો થઇ ગયો હતો.

આ જોઇ મારા અચંબાનો પાર રહ્યો નહિ. મેં કહ્યું, “ આવી ભયંકર ચીજ શું તમે તમારી પાસે રાખી ફરો છો ?

“ તમે એ વાત હમણા ન સમજી શકો,” સોફીએ મને ખુલાસો કરતાં જણાવ્યું. એના મ્હોં પર આ વખતે વિષાદછાયા ઉતરી. થોડીક વાર પછી તેણે પોતાના ગજવામાંથી એક પત્ર કાઢી મને આપ્યો. પછી તે ખુરસી પર બેઠી, અને મ્હોં ઢાંકી રોવા લાગી.

હું દિવા પાસે ગયો અને કાગળ વાંચવા લાગ્યો. એ કાગળ રશિયન ભાષામાં લખેલો હતો. તેમાં કપ્તાન મેટવિચનો આવવાનો ઉદ્દેશ જણાવાયો હતો, અને તેને પ્રાણાન્ત દંડની શિક્ષા ફરમાવાઇ હતી. એનો વધ કરવાનું કાર્ય સોફીને જ સોંપવામાં આવ્યું હતું.

પત્ર વાંચી હું સોફીના આવવાનું કારણ સમજી શક્યો. થોડીક વાર પછી મેં સોફીને કહ્યું, “ સોફી ! તું કપ્તાનને ચાહે છે ? ”

સોફી અત્યારે ભાન ભૂલી ગઇ હતી. રૂંધાતા અને રડતા સાદે તેણે કહ્યું, “ હા, ચાહું છું. મને ખબર છે કે કોઇ પણ સ્ત્રી કોઇ પણ પુરૂષ સાથે આટલો પ્રેમ ન રાખતી હશે. કપ્તાન મોસ્કો જઇ

શું કરશે તે જાણી લેવા માટે હું અહીં આવી છું. કપ્તાનની બધી ગુપ્ત વાતો મેં નિહિલિસ્ટ પંથને જણાવી દીધી છે. એને લીધે જ એને પ્રાણાંત દંડની સજા અપાઇ છે. હું પહેલેથીજ જાણતી હતી કે કપ્તાનનું શિર ઉડાવી દેવા માટે મને જ કામ સોંપાશે. પછી મારે તે કર્યા વિના છૂટકો જ ન રહેશે એની પણ મને સંપૂર્ણ ખાત્રી હતી."

"એન્ટન! મેં અત્યાર પહેલા ઉગરી જવા અનેક પ્રયત્નો કર્યા છે. કપ્તાનને ભૂલી જવા માટે મેં સેંકડો ઉપાયો લીધા છે. પણ પ્રેમનો જ આખરે વિજય થયો છે. એની દેવ શી મૂર્તિ, એનું સાહસ, એની વીરતા, એનું મનુષ્યત્વ એ બધું મારા હૃદયમાં કોતરાઇ રહ્યું છે. હવે હું વિચાર કરી રહી છું એને કેમ કરતાં બચાવું. એને જો ચેતવી દઉં તો નિહિલિસ્ટ પંથ આફતમાં આવે, અને મારો જાન જાય. વળી, મેટવિચને ઉગારી લઉં તો પણ એનું.......... ......"

આ વખતે દરવાને આવી કહ્યું," બાઇ સાહેબ! કપ્તાન મેટવિચ આપને સલામ કહેવડાવે છે. તેઓ બ્હાર ઉભા છે."

મેટવિચનું નામ સાંભળતાં તેનો શોક ઉડી ગયો, તેનો ક્ષોભ શાંત પડયો તે બોલી "કપ્તાન સાહેબને આવવા દે."

કપ્તાન આવે તે પહેલાં સોફીએ પેલો પત્ર અને દાગીનો પોતાના ગજવામા મૂકી દીધાં. બે મિનિટમાં કપ્તાન અંદર આવી પહોંચ્યો. સોફીએ દરવાજા સુધી જઇ તેને આવકાર આપ્યો. મેટવિચને જોઇ તેનામાં હર્ષ ઉભરાયો. તેના ગાલ લાલ થઇ ગયા, તેનું મ્હોં સ્મિતથી ઝલકી ઉઠ્યું. સોફીએ કમળદાંડી જેવો કોમળ હાથ પ્રસાર્યો અને મેટવિચ સાથે હસ્તધૂનન કર્યું.

અને, આજ સોફી મેટવિચને મારવા તૈયાર થઇ છે! સોફી શું માયાવી છે!

પરસ્પર ક્ષેમકુશળ પૂછી અમે બધા બેઠા. થોડીક વાર થયા પછી કપ્તાન બોલ્યો, "આજે હું અહીં છેલ્લવહેલો આવું છું."

"કયાં જાઓ છો?" સોફીએ પૂછ્યું.

"પ્રિયે! હું તો કાલે મોરકો જઇશ; ત્યાં બહુ જરૂરી કામ છે. જતાં પહેલાં આજે તમારી વિદાય લેવા આવ્યો છું." કપ્તાને જણાવ્યું.

સોફીએ ઉંડો નિસાસો નાખ્યો. તે બોલી, "શું તમે આટલા બધા વ્હેલા ચાલ્યા જશો? ત્યાંથી તમે કયાં જશો વારૂ?"

"કદાચ, અહીં આવવાની ફરી જરૂર પડે. હું એક સ્ત્રીને અહીં ઢુંઢી રહ્યો છું. તેનુ નામ તમારા નામ સાથે જોડાયું છે. તમારૂ અને તેનું નામ એકજ છે," કપ્તાને ખુલાસો આપ્યો.

સોફીએ પૂછ્યું, 'એ સ્ત્રીનું તમારે શું કામ છે?"

મેટવિચે કહ્યું, "અરે! એ તો ભયંકર સ્ત્રી છે. એનો આગલો ઇતિહાસ જાણવાની મારે જરૂર છે. એણે અમારા ગુપ્ત અનુચરોના ઉપરીને ઠાર કર્યા છે. એ મૃત્યુ પામેલા સેનાપતિના સ્થાને હું નિમાયો છું. એ સ્ત્રીને શોધી કાઢી એને યોગ્ય શિક્ષા આપવાનું મને સોંપવામાં આવ્યું છે." સોફીએ આ સાંભળી કહ્યુ, "હાં. એ તો મેં પણ સાંભળ્યુ છે, કે એક સ્ત્રીએ સેનાપતિ સાહેબને મારી નાંખ્યા છે. અને હવે તે લપાતી ફરે છે કેમ?'

કપ્તાને કહ્યું, "તે તો કટ્ટર નિહિલિસ્ટ છે. રશિયામાં જેટલા ષડ્યંત્રો થતાં હશે તે બધામાં એ સ્ત્રી ભાગ લે છે અને જો એ ભૂલેચૂકે મારા હાથમાં આવે તો ફાંસીએ લટકાવ્યા વિના ન રહું."

કપ્તાનનુ કહેવું સાંભળી સોરી ફીક્કી પડી ગઇ. તેણે કહ્યું, "આ ભયંકર વાતો જવા દ્યો ને. નહિ; અત્યારે બહુ ઠંડી પડી રહી છે."

સોફી પછી બહાર ચાલી ગઇ, અને અરધો કલાક સુધી તે પાછી આવી નહિ. અમે તે દરમ્યાન બેઠા બેઠા સીગરેટ ફુકયાં કીધા.

આ વાત પછી અમે બન્ને બનાવટી પાસ લઇ મોરક્કોમાં ગયા અને ડસેડી હોટલમા ઉતર્યા. કપ્તાનને એકલા મળવા માટે સોફીએ બહુ હવાતીઆં માર્યાં, પોલીસ ઓફીસમાં એકાંતમાં વાત થઇ શકે: તોપણ ત્યાં જતા એને ડર લાગતો અને ત્યાં તે ન ગઇ.

# પ્રકરણ છઠ્ઠું

નિહિલિસ્ટ સમ્પ્રદાયના અગ્રગણ્ય [illegible] મોસ્કો શહેરના મોટા મોટા રાજકર્મચારીઓને અંગે પીડાજનક થઈ ગયા. એક દિવસ અમને એક વેપારીને ત્યાં મિજલસ આપવામાં આવી. અમને પહેલેથી જ ખબર મળી ચૂકી હતી કે મેટવિચ સાહેબ પણ ત્યાં આવનાર હતા.

એ વેપારીના મકાનમાં મેટવિચ સાહેબ સાથે અમને મોસ્કોમાં પહેલી જ વખત વાતચીત કરવાનો પ્રસંગ મળ્યો. સોફીનો દેખાવ માનો ન હતો. એક તો સોફીનો ચહેરો જ કુદરતી રીતે સુંદર અને મોહક હતો, તેમાં વળી આજના શણગારે સોફીની ખૂબસૂરતી અલૌકિક બનાવી મૂકી હતી. ગ્રિશિયન ફેશનમાં વાળેલા એના વાળ દરેકની દૃષ્ટિ આકર્ષી રહ્યા હતા. એના માથા પર મારી નજર પડતાં હું તો કંપી ઉઠ્યો. સોફીએ પેલો ઝેરી કાંટો પોતાના માથામાં પહેર્યો હતો.

એ દિવસે મોસ્કો શહેરના એકેએક નામાંકિત ગૃહસ્થોને નિમંત્રણ આપવામાં આવ્યું હતું. નિયત સમયે સર્વ આવી પહોંચ્યાં. ભોજન વખતે મારી અને સોફીની વચ્ચેની ખુરસી પર મેટવિચ બેઠો હતો. ભોજન પછી અમે જૂદા જૂદા વિષયો પર વાતો કરવી

શરૂ કરી તે દરમિયાન રશિયામાં આવવાનો પોતાનો હેતુ જણાવતાં સોફીએ કહ્યું, "મારા પિતા પોતાની પાછળ અઢળક ધન મૂકી ગયા છે. તેને લઇને મારાં સંબંધીઓમાં પરસ્પર મોટો ઝગડો ઉપસ્થિત થયો છે. એ કજીઓ દૂર કરવા હુ રશિયા આવી છે."

કેટલાક કલાકો આનંદમાં પસાર થયા પછી અમે અંદરના ઓરડામાં સ્ત્રીઓની મંડળીમાં જઇ બેઠાં. ત્યાં બધી સ્ત્રીઓથી અલગ એકાંતમાં જઇ મેટવિચે સોફી સાથે ગુપચૂપ વાત કરવા માંડી. વાત કરતાં બન્ને જણાં પાસેના ઓરડામાં ચાલ્યાં ગયાં. સોફીનો ભગ્ન ચહેરો, તેની ચપળતા અને અધિરાઇ જોઇ મને ભય પેઠો કે જરૂર આજે સોફી ભાવિ વિપદ્ વિષે સૂચના કરી મેટવિચને સાવધાન કરી દેશે. આવી કલ્પના કરી હળવે પગલે મેં તેમનો પીછો લીધો.

ઓરડાની બહાર બારણાં પાસે ઉભા રહી મેં સાભળ્યું, કે મેટવિચ સાહેબ હસીને સોફીને પૂછી રહ્યા છે, "વ્હાલી! તું મને એક ગુપ્ત વાત જણાવવાનું કહેતી હતી. જો ઇચ્છા હોય, તો અત્યારે તું તે વાત કહી શકે છે."

સોફીએ મંદ અવાજે કહ્યું, "આટલા મોટા અવાજે ન બોલો; કોઇ બીજાનાં કાને આપણી વાત પડતાં આપણાં બન્ને પર દુઃખનાં વાદળો ઘેરાશે."

મેટવિચે વિસ્મય પામી પૂછ્યું, "પણ તું કહેવા શું માંગે છે? એ તે કેવી વાત છે?"

"વાત મહા ભયંકર છે! તમને પ્રાણદંડ આપવાની આજ્ઞા થઇ ચૂકી છે."

" પ્રાણદંડની આજ્ઞા ! મને ? મને એ સજા કોણે કરી ? "

સોફીની વાત સાંભળીને મેટવિચ સાહેબના હોંશકોશ ઉડી ગયા, અને એકે શ્વાસે સપાટાબંધ ઉપર પ્રમાણે સવાલો પૂછી કાઢ્યા

સોફીએ કહ્યું, " નિહિલિસ્ટ સમિતિ તરફથી તમારો જાન લેવાનું ફરમાન નીકળી ચૂક્યું છે. જનરલ યાગોદકિનની માફક તમને પણ સ્વધામ પહોંચાડવામાં આવશે. "

મેટવિચનુ મ્હોં લેવાઇ ગયું, નૂર ઉડી ગયું, ભયથી તેનું આખુ શરીર ધ્રૂજવા માંડયું. ગભરાટમાં ને ગભરાટમાં તેણે સોફીને પૂછયું, " સોફી ! આ ખબર તને કયાંથી મળી ? "

સોફીએ જવાબ આપ્યો, " અરે ! શું કરો છો ? ધીરેથી બોલો; કોઇ સાંભળી જશે. હું જાણું છું કે તમે મને ચાહો છો. લંડનમાં તમે જે વાત કરી હતી તે આજ સુધી મારા સ્મરણમાંથી મેં દૂર નથી કરી. તે દિવસે મારી સાથે લગ્ન કરવાની ઇચ્છા પ્રગટ કરી હતી. તમારી સાથે લગ્નથી જોડાવાનું ભાગ્ય પ્રાપ્ત થાત તો મારા આનંદનો પાર ન રહેત, આ જીવનની મારી સર્વ વાસનાઓ તૃપ્ત થઇ ગઇ હોત; પરંતુ મારા કમનશીબે એ ધન્ય ઘડી મારે માટે નથી નિર્માયલી. આ ક્ષણથી હવે મને મિત્ર તરીકે જ સમજો. આપણી વચ્ચે લગ્ન સંબંધ તદન અસંભવિત છે. "

આટલું કહેતા કહેતામાં સોફીનો કંઠ ભરાઇ આવ્યો. છેવટનાં એ ચાર વાનો તો ઘણા દુઃખથી એના કંઠમાંથી બહાર સંભળાઇ.

" તું શા માટે આટલી બધી નિરાશ બની જાય છે ! " આટલું કહીને મેટવિચે એની નાજુક અને પાતળી કમરને જમણા હાથથી પોતાના તરફ ખેંચી, પોતાના હૃદય સરસી ચાંપી અને સોફીએ પણ પોતાનું મસ્તક તેના ખભા પર ઢાળ્યું.

પરતુ તરતજ સોફી આલિંગન પાસમાંથી છુટી દૂર જઇ ઉભી રહી. મેટવીચ એના આવા વર્તનથી ઘણો તાજુબ થઇ ગયો. મેટવિચના આશ્ચર્યમુગ્ધ ચહેરા તરફ દૃષ્ટિ ફેંકી તે બોલી "હુ મોસ્કો સુધી આવી છું એનુ કારણ તમને સાવધાન કરવાનુ જ છે સાવધાન કરી આજ રાત્રે હું તમને છોડી જઇશ. આ જીદગીમાં હવે ફરી તમારી સાથે મેળાપ નહિ જ થાય. અહી રહેવાથી ભયંકર આફતમા સપડાઇ જવાનો મને ડર છે જો કોઇ પણ રીતે આ વાત નિહિલિસ્ટ સમિતિના જાણવામા આવી જશે. તો હુ જીવતી રહી શકીશ નહિ. અને તે ઉપરાંત જો પોલીસને પણ હું અહી છું એ ખબર મળી જાય તો મને પકડી લેવામા જરા પણ વિલંબ નહિ થાય."

સોફીની આ વાતોથી મેટવિચને ખુબ આશ્ચર્ય થયું. સંદેહ–ભરી નજરે તેણે તેના સામુ જોયું અને પૂછ્યું, "શુ મોસ્કોની પોલીસ તને ગિરફતાર કરશે? તું કોણ છે?"

બરાબર આજ વખત મને પાછળ માણસોના પગરવ સંભળાયા પાછા ફરીને જોઉં છુ, તો ત્રણ પોલીસ અમલદારો પોતાના લશ્કરી પોષાકમાં આવી રહ્યા હતા.

પોલીસ લોકો આંખ મીંચી આડુ અવળું જરાપણ જોયા વિના સીધા સોફી અને મેટવિચ બેઠા હતા, તે ઓરડા તરફ ઘુસી ગયા. ઓરડાના ઉંમરા પર જ ઉભા ઉભા એક પોલીસ અફસરે આંગળી કરી કહ્યું, "તેજ આ છે. હું એને બહુ સારી રીતે પીછાનું છું."

અફસરે કહ્યું, "તો હવે વિલંબ કરવાની જરા પણ જરૂર નથી. ઘણા દિવસ આપણી આંખોમાં ધૂળ નાંખી એણે આપણને ઠગ્યા કીધા છે."

ત્રણે પોલીસ અફસરો ધબધબ કરતાં ઓરડામાં આગળ ધસવા લાગ્યા.

પોલીસ અફસરોને ઓરડામાં ધુસતા જોઇને દરવાજા તરફ એ ત્રણ કદમ ભરી મેટવિચે ત્રાડ મારી, "તમારી શું મુરાદ છે? તમે લોકો અધિકાર વિના કેમ ઓરડામાં પ્રવેશ કરો છો?" મેટવિચનાં બોલમાં ક્રોધ હતો, ઉગ્રતા હતી.

પોલીસ અમલદારોએ મેટવિચ સાહેબને ભારે અદબથી સલામ ભરી. મેટવિચને કોઇ પણ જાતના ઉત્તર આપ્યા વિના તેઓમાંના એક પોલીસ અમલદાર સીધો સોફીની સામે જઇને ઉભો, અને દ્દઢતાથી પોકારી ઉઠ્યો, "સોફી જગરાવના! નરહત્યાના અપરાધ માટે ચક્રવર્તી સમ્રાટ ઝારની આજ્ઞાથી હું તમને ગિરફતાર કરૂં છું."

જાસુસી વિભાગના વડા મેટવિચે ક્રોધથી લાલચોળ થઇ પૂછ્યું, "અહીં તમે સોફી જગરાવનાના નામે કોને ઉદ્દેશી રહ્યા છો? જરૂર તમારી ભૂલ થાય છે."

સોફીનુ મ્હોં ફીકકું પડી ગયું. ભયથી કંપતી તે બોલી, "સેર્કાનિરક! શુ તેં મને ખરેખર કેદ કરી! અરે ભગવાન! સેર્કાનિરક, ફરી તારી સાથે મારો ભેટો થયો? આ વખત તારી જીત થઇ એક દિવસ મેં તારો જીવ બચાવ્યો હતો, તેનું આજે આ ઇનામ? તારી ઇચ્છામાં આવે તેમ કર. હું ફિયોડરને અત્યંત ચાહું છુ: પરતુ હવે તારા પંજામાં પડી છું એટલે હવે જીંદગી બચાવવી મારે માટે અશક્ય છે."

ફિયોડર મેટવિચ સ્તબ્ધ ચિત્તે આ બધું સાંભળી રહ્યો હતો. સોફીનો ખરો પરિચય થતાં ક્રોધથી ઘૂરકી ઉઠ્યો, "મારી સાથે પણ

તું દગલબાજી રમી? શું આટઆટલા દિવસ મેં જેના પર વિશ્વાસ મૂકયો, બે મનુષ્યહત્યા કરનાર દાનવી હતી? શું આટઆટલા દિવસ હું જેના પ્રેમમાં મુગ્ધ બન્યો તે એક રાક્ષસી હતી?"

"દાનવી નહિ, રાક્ષસી નહિ; હું માનવી છું, તમે મારા ઉપાસ્ય દેવતા છો. તમારો પ્રાણ બચાવવા મેં મારી જાન સોંધી કરી, મેં અનેક વિપત્તિઓ વ્હોરી લીધી. હે પ્રિયતમ, મને છેવટનું એક ચુંબન કરો, તેનું સ્મરણ અંતકાળ વખતે મને શાંતિ આપશે." આટલું બોલી સોફીએ મેટવિચની નજીક જવા પગ ઉપાડયા.

મેટવિચ પાંચ ડગલાં પાછળ ખસી ગયો, અને ભયંકર ગર્જના કરી "ખબરદાર, રાક્ષસી, દૂર રહે."

સોફીના ચહેરા પર ગ્લાનિ પ્રસરી ગઇ. દુઃખથી તેનું હૃદય ચીરાવા લાગ્યું. અપમાનથી વિહ્વલ બની, કરૂણ સ્વરે તે એટલુંજ બોલી. "તમે પણ મને તરછોડી? મારો પ્રેમ ખેંચી લીધો? મારૂં નસીબ! મને એની કશી ચિન્તા નથી." મેટવિચને ઉદ્દેશીને આટલા વાકયો ઉચ્ચાર્યા પછી સેંટપિટર્સબર્ગના કાબેલ અને પ્રસિદ્ધ જાસુસ સેકલિનિસ્કના તરફ નજર કરી સોફી બોલી, "તું મહાકૃતઘ્ની છે. તને પણ હું એક વખત ચાહતી હતી; અને જ્યારે દરેક ક્ષણે મૃત્યુભય તારા માથા પર ઝઝુમનો હતો ત્યારે મારી જીંદગીના જોખમે નિહિલિસ્ટોના પંજામાંથી તારો પ્રાણ બચાવનાર હુંજ હતી. મારીજ કૃપાથી તું આ જાસુસીનુ કામ કરવા આજ સુધી જીવી રહ્યો છે; અને આજે નરહત્યાના અપરાધ માટે મને ગિરફતાર કરવા તુંજ આવ્યો છે. અલબત, હું અમુક માણસના ખૂન માટે જવાબદાર છું, પરંતુ સત્તાના મદમાં આંધળા બની ગરીબોના ઉપર જુલ્મોનો વરસાદ વરસાવતા હોય એવા રાક્ષસોમાંના એકનું ખૂન કરી મેં રશિયન સામ્રાજ્યમાંથી

એક પિશાચ દૂર કર્યો છે. પોતાનાં વ્હાલાં વતન માટે જેનું શિર ઝૂકે છે એવો કયો સ્વદેશપ્રેમી મેં કરેલા આ ખૂનને અનુમોદન ન આપતો હોય ?"

નીડરતા અને સ્વદેશાભિમાનથી ઉભરાતા સોફીના શબ્દો સુણી સેકલિનિરકની આંખોમાં ક્રોધાગ્નિ પ્રદીપ્ત થઈ ગયો. દાંત પીસીને જોરથી તે બોલ્યો, "શેતાન, તારૂં ભાષણ બંધ કર. તારી શોધમા મારા કેટલાયે પ્રયત્નો નિષ્ફળ ગયા હતા. મેં લોહીનું પાણી કર્યું. આજે મારો ઉદ્દેશ પાર પડ્યો. મેટવિચ જેવા કમજોર પુરૂષોને તું તારા ફંદમાં ફસાવી શકે છે, પણ હું તારી જાળમાં આવી જાઉં એમ નથી."

પછી સેકલિનિરકે પોતાના બે સાથીઓને આજ્ઞા કરી, "આ પિશાચણીના હાથમાં બેડીઓ નાંખી પેલા પોલીસથાણામાં લઈ ચાલો."

સોફીને લોખંડી જંજીરો જકડી શકે તેમ નહોતી. સોફી નીડરતાની મૂર્તિ હતી, મૃત્યુને નજીક આવતું જોઈ તેના આનંદનો પાર ન રહ્યો. તેની આંખોમાં અલૌકિક તેજ ઝળકવા લાગ્યું. સિંહણનું રૂપ ધરી સોફી ગર્જી ઉઠી, "ઝારની રોટલીના ટુકડા પર જીવનગાળો કરનાર કુતરાઓ! યાદ રાખો, મારા ખોળીઆમાં પ્રાણ છે ત્યાં સુધી મારા શરીરનો સ્પર્શ કરવાનું તમારામાં સામર્થ્ય નથી" પોલીસો સ્તબ્ધ થઇ ગયા. સોફી જમીનપર ઢળી પડી, પત્થર સાથે માથું અફળાવ્યું. બે પોલીસોએ સોફીને ઉઠાડવાના પ્રયત્ન કર્યા. એકે પોતાનો હાથ પાછો ખેંચ્યો. જૂએ છે તો લોહીથી તે ખરડાયલો હતો. સોફીના માથામાંથી લોહીની ધારા વહેવા માંડી. સેકલિનિરક ભયભીત થઈ ગયો. સોફીની પાસે આવી નાડ તપાસી, તે બોલી ઉઠ્યો, "પૂરૂં થયું ! એના દેહમાંથી પ્રાણ ઉડી ગયા !"

મેકલિનિસ્કનું બોલવું સાંભળી હું સીધો સોફીની પાસે પહોંચી ગયો. મેં શું જોયું? પેલો ઝેરી કાંટો એના મસ્તકની અંદર પેસી ગયો હતો, તેનું ઝેર લોહીમાં મળતાં એકજ ક્ષણમાં સોફીનો આત્મા સોફીના દેહનો ત્યાગ કરી ચાલ્યો ગયો હતો.

કુદરતની શી લીલા! ઈશ્વરની કૃપા ખરે ગહન છે. જે શસ્ત્રથી પોતાના પ્રિયતમનું ખૂન કરવા તે ઇચ્છતી હતી, તેજ શસ્ત્ર પોતાના મૃત્યુનું સાધન બન્યું.

મને વિચાર આવ્યો કે હું પણ સોફીનો ભાઇ છું, તેથી સંભવ છે કે મને પણ પકડવામાં આવે. આ વિચારી લઇ સોફીના મૃતદેહનાં દર્શન કરી, તેને અંતીમ નમન કરી, આ બનાવનો નિકાલ આવે તે પહેલાંજ ઉતાવળો ઉતાવળો તે ઘરમાંથી હું ચાલી નીકળ્યો. રાતોરાત મેં મોસ્કો છોડયું અને લંડન તરફ પ્રયાણ કર્યું.

# પ્રકરણ સાતમુ

એ જુલાઇ મહીનો હતો. રમ્ય સંધ્યાકાળે વ્હાઇટ એપલ નામના સ્થળે નિહિલિસ્ટ પંથના બે સભ્યોને મળવા હું જતો હતો. અકસ્માત એક આંધળો ડોસો મારી સાથે અથડાયો. એ બુઢ્ઢાનો ચહેરો કદરૂપો અને બિહામણો હતો; પણ ઠાઠથી એણે કિમતી કપડાં પહેર્યાં હતાં, માથાપર રેશમી પણ ગંદી હેટ મુકી હતી.

ભાંગી તૂટી અંગ્રેજી ભાષામાં તે બોલ્યો, " ભાઇ સાહેબ, માફ કરજો. આપને હું ન જોઇ શક્યો. "

એના બોલવા પરથી માલમ પડયું કે એ અંગ્રેજ તો ન હોતોજ. આશ્ચર્યચકિત થઇ મેં તેને રશિઅન ભાષામાં પૂછયું, ' કેમ ભાઇ, તમારૂં વતન કયાં ? "

તેણે રશિયન ભાષામાં જવાબ આપ્યો, "રશિયા મારો દેશ છે અને સેંટપિટર્સબર્ગ મારૂં જન્મસ્થાન છે. હું રાજદ્વારી કેદી છું અને મારી જાન બચાવી ઝારના હાથમાંથી નાસી છૂટી અહીં આવ્યો છું"

મેં વધુ આશ્ચર્યથી પૂછયું, " તમે રાજદ્વારી કેદી છો ? " મારા આશ્ચર્યનું કારણ એ હતું કે રશિયાના જે જે રાજદ્વારી કેદીઓ

સ્વદેશથી નાસી છૂટી અહીં આવ્યા હતા, તેમને દરેકને નિહિલિસ્ટ ફંડમાંથી સહાયતા મળતી, તેમને દરેકને હું ઓળખતો હતો. પરંતુ આ વૃદ્ધ પુરૂષને મેં કદી જોયો ન હતો.

એ વૃદ્ધ પુરૂષે કહ્યું "હા, હું ગિરફતાર થયો હતો. પણ લગભગ એક વર્ષ પહેલાંનો હું અહીં ભાગી આવ્યો છું. આપ પણ રશિયન છો ? "

મેં કહ્યું, " જી, હું પણ આપનો દેશબન્ધુજ છુ . " મારી આ વાત સાંભળી તેણે આગ્રહપૂર્વક મને કહ્યું, " જનાબ, મહેરબાની કરી મારી સાથે થોડે દૂર ચાલો. આપને ઘણું ચાલવું નહિ પડે. થોડેજ અંતરે મારૂં નિવાસસ્થાન છે. "

એ બુઢ્ઢાની વાત સાંભળી મારૂં કૌતુહલ વધ્યું. હું તેમની પાછળ પાછળ ચાલ્યો. ખબ ઘૂમી ઘૂમીને એક નાનાશા મકાન પાસે હું આવી પહોંચ્યો. એજ મકાનમાં એ વૃદ્ધ પુરૂષ રહેતો હતો તેના બારણા ખોલી મને અંદરના એક ઓરડામાં તે લઇ ગયો.

હું ચમકયો. તે ઓરડામાં સોળ વર્ષની એક ખુબસૂરત યુવતી મેં જોઈ. ખુરશી પર બેઠી બેઠી તે એક નવલકથા વાંચી રહી હતી.

તે યુવતીએ મારા તરફ એક દૃષ્ટિ ફેંકી. વૃદ્ધ પુરૂષે તેને જણાવ્યું " એલિઓના, આ મારા એક મિત્ર છે; અમારી સંસ્થાનાજ એઓ પણ સભ્ય છે. અત્યાર સુધી હું એમનું નામ જાણી શકયો નથી. "

જે કોઈ નામ મને યાદ આવ્યું તે મેં કહી નાંખ્યું. " મારૂં નામ આઇવન લિપાર્ટોકિન છે. " એના વિષે વધુ માહિતી મળવ્યા પહેલાં વિશેષ કહેવાની મારી ઇચ્છા ન હતી, એટલે આટલુંજ જણાવી હું અટકયો.

એ યુવતી પોતાની ખુરશી પરથી ઉઠી અને શેકહેન્ડ કરી. મેં ચારે બાજુએ જોઇને વૃદ્ધ પુરૂષને કહ્યું " આપને અહીં કોઇ જાતની તકલીફ નથીને ? "

" ઇશ્વર કૃપાથી હું સુખી છું. મને મદદ કરનાર અહીં કોઇ નથી છતાં મને કોઇ ખાસ કષ્ટ નથી પડતું. "

પછી અમે ત્રણે જણાએ સાથે બેસી ચા પીધી.

એ વૃધ્ધ પુરૂષ અને તેની છોકરીને મેં મારૂં કલ્પિત જીવન વૃતાન્ત કહી સંભળાવ્યું. એલિઓના રૂપવતી તેમજ રસિક અને કલાપ્રવીણ હતી. જેમ પરિચય થતો ગયો તેમ મને જણાયું કે એ વૃધ્ધ પુરૂષ અત્યંત શિક્ષિત અને વિચારશીલ પુરુષ હતો.

તેનાં કહેવાથી માલમ પડ્યું કે રાજદ્રોહના ગુન્હા માટે તેને સેંટપિટર્સબર્ગમાં ત્રણ વખત પકડવામાં આવ્યો હતો અને છેવટે તેને સાઇબિરીઆમાં જન્મ દેશનિકાલની સજા ફરમાવવામાં આવી હતી. દૂર ઇર્કુટસ્ક પ્રદેશમાં ચાંદીની ખાણમાં એક મજુર તરીકે એને મોકલવામાં આવ્યો હતો. તેની વ્હાલી છોકરી એલિઓનાએ રાજીખુશીથી પોતાના પિતાની સાથે દેશનિકાલની સજા વ્હોરી લીધી હતી. ચાર ચાર વર્ષ સુધી ઉંડી ખાણમાં એણે મજુરી કરી, એનું શરીર ઘસાવા લાગ્યું. એવામાં ઇશ્વરની કૃપાથી કોઇ ભલા અને કુલીન કેદીઓની મદદથી પિતાપુત્રીને ત્યાંથી છૂપી રીતે છટકી જવાની તક મળી. કોઇ દિવસ ભીખ માગીને, તો કોઇ દિવસ ચોરી કરીને પોતાની ભૂખ શાંત કરતાં કરતાં બન્ને જણા યુરલ નદીને પેલે તીર હજાર માઇલ દૂર આવી પહોંચ્યા. નિજતિનવર્ગરની રેલગાડીમાં એક ડ્રાઇવર તરીકે તે નીમાયો. આ ઓધ્ધો એને અનાયાસે મળી ગયો. જે ટ્રેનનો એ ડ્રાઇવર નીમાયો તે ટ્રેનનાં પહેલાંના ડ્રાઇવરનું તેજ વખતે એકાએક મૃત્યુ થયું હતું.

એણે પોતાના જેલના પોશાક પહેલેથીજ સંતાડી દીધા હતા. હવે આ ડ્રાઇવરની 'પાસ'–પરવાનો–ની મદદથી તે યૂરોપ જઇ શક્યો. આમ પાંચ વર્ષ વીત્યા પછી તે અહીં આવ્યો.

યૂરોપમાં આવ્યાને થોડાજ દિવસ થયા એટલામાં તેના પર કુદરતી આફત આવી પડી. ભયંકર તાવના જોરથી તેની દ્રષ્ટિ નષ્ટ થઇ ગઇ.

એની પુત્રી એલિઓના એનાથી વિખૂટી પડી ગઇ હતી, પણ ક્લોનમાં તે તેના પિતાને આવી મળી અને ત્યાંથી બન્ને ઈંગ્લંડ આવ્યા.

વૃદ્ધ પુરૂષે પોતાની કથા કહી સંભળાવી, તેની સાથે પોતાની પુત્રીની પિતૃભકિત અને પ્રેમથી છલકાતા હૃદયનો મને પરિચય કરાવ્યો તે મને સૌથી વધુ કરૂણાજનક લાગ્યો. પોતાની. પુત્રીની સેવા ભક્તિનું વર્ણન કરતાં કરતાં બુઢ્ઢાની આંખોમાંથી આંસુની ધારા છૂટી. તેનાં જેલજીવનનાં દુ:ખદ કષ્ટોની વાત સૂણી મારૂં હૃદય ભરાઇ આવ્યું.

પણ મે તેને ન જાણવા દીધું કે સાઇબીરીઆમાં મેં પણ દેશ-નિકાલની સજા ભોગવી છે અને સાઇબિરીઆની વસ્તુસ્થિતિથી હું અજાન નથી. ઉલ્ટું, મેં એવા પ્રશ્નો કર્યા કે તેને એમજ લાગે કે સાઇબિરીઆ વિષે મને કશી ખબર નથી. એની કરૂણ કથા પરથી મને સમજાયું કે મારે જેટલાં કષ્ટો સહેવાં પડયાં હતાં તેથી જરાયે ઓછાં કષ્ટો આ દુ:ખી વૃદ્ધ પુરૂષને નથી ખમવાં પડયાં. દીર્ઘ નિસાસો નાંખી તેણે કહ્યું, "હું અત્યારે નથી કહી શકતો કે મારે માટે ભવિષ્યમાં શું લખાયું હશે. મારી આર્થિક સ્થિતિ ભયંકર થઇ પડી છે. મારી પાસે હવે પૈસા રહ્યા નથી. ઘણા દિવસ જીવન ટકાવી શકું તેમ નથી. બીજાની મદદ પર કેટલા દિવસ કાઢી શકાય ? હું નોકરી કરવા ચ્હાવું છું."

એનું કહેવું સાંભળી મેં આશ્ચર્યથી પૂછયું, "પણ આપ તો દેખી શકતા નથી ? નોકરી કેમ કરી શકશો ?"

તેણે જવાબ આપ્યો, "સાચું છે. મારી આંખે અંધાપો છે છતાં હીરા ઉપર પોલીશ કરવાનું કામ તકલીફ વિના હું કરી શકું તેમ છું. એ કામ મને થોડું ઘણું આવડે છે. ત્રણ મહીના પહેલાં એમ્સ્ટર્ડામની હીરાની ખાણોમાં મેં પોલીશ કરવાનું કામ કર્યું હતું. આપને લંડનના કોઇ એવા કારખાના વિષે ખબર છે જયાં મારા જેવો કામમાં આવી શકે ?"

મેં કશો પ્રત્યુત્તર ન આપ્યો. શાંતિથી બધું સાંભળ્યા કર્યું. એકાએક મને સ્મરણ થયું કે ગોલ્ડવર્ઝ નામના એક ઝવેરી સાથે મને પરિચય છે. હાટનગાર્ડનમાં એની દુકાન છે; એ જાતે યહુદી છે. અઢળક ધનનો એ માલિક છે. પરંતુ મને વિચાર આવ્યો કે આ વૃદ્ધ પુરૂષને ત્યાં મોકલવો ઉચિત છે ?

મેં કશો જવાબ ન આપ્યો એટલે વૃધ્ધ પુરૂષે પૂછયું, "આપ શા વિચારમાં પડયા ? મને નોકરીએ રાખે એવા કોઇ ઝવેરીને નથી ઓળખતા ? જો હોય તો તો મારે માટે એક ભલામણ લખી આપશો તો હું જીવનભર આપનો કૃતજ્ઞ રહીશ."

એલિઓના પણ ખુરશી પરથી ઉઠી અને પોતાના વૃધ્ધ પિતાના માથા ઉપર હાથ ફેરવતાં ફેરવતાં બોલી, 'મહાશય, મારા પિતાને થોડી મદદ કરો. એને માટે નોકરીનો કોઇ પણ પ્રબંધ કરવો જોઇએ, નહિ તો અમે બન્ને ભૂખે મરી જઇશું."

હું ફરી વિચાર કરવા લાગ્યો. વિચાર્યું કે આ પુરૂષ રશિયાના ઝારની સરકાર વિરૂધ્ધ પ્રવૃતિ કરતાં દેશનિકાલ થયો છે એ વાત તો ચોક્કસ છે, પરંતુ અમારી મંડળીમાં એ દાખલ ન થયો તેનું શું

કારણ કે નિહિલિસ્ટ પંથના ગુપ્ત સંકેત એ સમજે છે કે નહિ તેની ખાત્રી કરવાનો આ વખત ન હતો.

મેં કહ્યું, "હું એક ઝવેરીને ઓળખું છું. તમારે માટે એને કહીશ."

મારૂં કહેવું સાંભળી બન્નેએ કૃતજ્ઞતા બતાવવા માંડી. મારા નોટબુક કાઢી ગોલ્ડવર્જનું શિરનામું લખી દીધું અને મેં એમની વિદાય લીધી.

એ વૃદ્ધ પુરૂષનું નામ ફેલિક્સ કેરોલિન હતુ-મારી ભલામણથી મારા ઝવેરી મિત્ર ગોલ્ડવર્જે કેરોલિનને નોકરી આપી એ ઝવેરીને મોઢેજ મેં પછી સાંભળ્યું કે પોલીશ કરવાની કેરોલિનની શક્તિ અજબ હતી.

એને માટે નોકરીની હું ગોઠવણ કરી શકયો તેથી મારૂ મન અત્યંત પ્રસન્ન થયું. મને જ્યારે જ્યારે એ વૃધ્ધ પુરૂષ મળતો ત્યારે ત્યારે તે મારાપર ધન્યવાદ વરસાવતો અને કૃતજ્ઞતા પ્રદર્શિત કરી અંતરની લાગણીઓ કાઢતો. અમે પછી તો વારંવાર મળવા લાગ્યા પરંતુ નિહિલિસ્ટ પંથ સાથે મારે કયા પ્રકારનો સબંધ છે તે મેં એને ન હોતુ જણાવ્યું. તો પણ પાર્લામેન્ટના જે સભાસદો રશિયન પ્રજાની સ્વાધીનતા માટે સહાનુભૂતિ રાખતા હતા તેમાંના કોઇ કોઇ સભ્યો સાથે એને ઓળખાણ કરાવી. રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય રક્ષક સભાના કેટલાક સભ્યો સાથે આ પિતાપુત્રીને વાતચિત થતી, તેઓ અંતઃકરણથી તેમના પ્રત્યે સહાનુભુતિ બતાવતા. એ વૃધ્ધ પુરૂષ જ્યાં જતો ત્યાં રશિયન સરકારના અત્યાચારો ખુલ્લે ખુલ્લા જાહેર કરતો અને રશિયન પ્રજાની સ્વતંત્રતા માટેના પ્રયત્નો તરફ દરેક સ્વતંત્રતાપ્રિય સ્ત્રી પુરૂષની સહાનુભૂતિ મેળવતો અને પ્રજામત કેળવવાની કોઇ તક તે ગુમાવતો નહિ.

એ ફ્રેંચ ફેરોલિને કેટલાંક ભાષણો આપ્યાં. પહેલું વ્યાખ્યાન 'રાષ્ટ્રીય સ્વાતંત્ર્ય રક્ષક સભા'માં આપ્યું. એના ભાષણનો મુખ્ય વિષય 'સાઇબિરીઆમાં જેલ જીવન' હતો. લોકોને એનાં ભાષણમાં રસ પડવા લાગ્યા અને આ પુરૂષના ટોળાં તે સાંભળવા ઉભરાવા. વર્તમાન પત્રોમાં વિગતવાર હેવાલ પ્રગટ થવા લાગ્યો.

એ ફ્રેંચ પુરૂષ કહેતો કે "રાજદ્રોહનો આરોપ મૂકી મને સાઇબિરીઆમાં દેશનિકાલ કરવામાં આવ્યો હતો પરંતુ મેં કદી વિદ્રોહનું સમર્થન નથી કર્યું. નિહિલિસ્ટો પ્રત્યે પણ મારી સહાનુભૂતિ નથી." આજ કારણથી મેં એને ખબર ન પડવા દીધી કે હું એક નિહિલિસ્ટ છું. મેં એને વિષે મારા મનિતિના પ્રમુખને ખબર આપી દીધી હતી. પ્રમુખે એ ફ્રેંચ પુરૂષ પર ચોક્કસ નજર રાખવાની મને આજ્ઞા ફરમાવી

એજ વખતે સમાચાર મળ્યા કે પોલેંડમાં નિહિલિસ્ટોનું બળ અત્યંત વધતું જાય છે; રશિયામાં બળવો ફેલાવે એવાં વર્તમાનપત્રો અને પત્રિકાઓ ઠેર ઠેકાણે વહેંચાઇ રહ્યાં છે. ઝારે એનો પ્રચાર રોકવાનાં પગલાં તરત લીધાં. છૂપા પોલીસદ્વારા ઝાર સરકારને માલમ પડયું કે રાજદ્રોહી સાહિત્ય ખાસ કરીને ઇંગ્લંડમાંથીજ પ્રગટ થાય છે અને નિહિલિસ્ટોના ગુપ્તચરો મારફત તેનો રશિયામાં ફેલાવો થાય છે. રશિયાની પ્રજામાં બળવાનું વાતાવરણ ઉત્પન્ન કરવાનાં ભયંકર કાવત્રાં રચાઇ રહ્યાં છે. અધિકારીઓએ જોયું કે રાજદ્રોહી સાહિત્યનો પ્રચાર ધીમે ધીમે અટકાવવાનું મુશ્કેલ થતું જાય છે, એ સાહિત્યની જે પત્રિકામાં રશિયા માટેનો કાર્યક્રમ છપાયો હતો તે પત્રિકાની સંખ્યા ઓછામાં ઓછી દશ લાખની હતી. હવે એનો ફેલાવો કઇ રીતે અટકાવી શકાય?

આ કાર્યક્રમનો શરૂઆતનો ભાગ આ પ્રમાણે હતો:

"અમારો રાજનૈતિક વિશ્વાસ છે કે કેવળ સામ્યનીતિ–ઉત્પત્તિનાં સર્વ સાધનો પર દરેકનો સરખો હકક–એ અંતીમ ધ્યેય ગણીને સમાજની રચના કરવાથી જ લોકોને ખરી સ્વતંત્રતા મળી શકે અને ભ્રાતૃભાવ અખંડ ટકી શકે. આ જગતમા સર્વ કોઇ સમાન છે; કોઇ મોટો નથી, કોઇ નાનો નથી, એટલે કોઇ શ્રીમંત અને કોઇ ગરીબ એ ન્યાય નથી. દેશની શિલ્પકળાને સમૃધ્ધ કરવામાં આવશે, વિજ્ઞાનની શોધખોળ પાછળ ખાસ લક્ષ અપાશે, ઉચ્ચ શિક્ષણને પ્રથમ સ્થાન મળશે. દેશની ધનસંપત્તિ વધારવા દરેક પ્રયાસ કરવામાં આવશે, કારણ કે આ વસ્તુઓ પર દેશની ઉન્નતિનો આધાર છે, દેશની મુકિત એના પર નિર્ભર છે. આ સમયે માતૃભૂમિ દરેક સ્વદેશભકતની સહાનુભૂતિની માગણી કરે છે. સમસ્ત પ્રજાનો ઉધ્ધાર એ અમારા જીવનનો પ્રધાન ઉદ્દેશ છે."

આટલી ભૂમિકા પછી રશિયાના સમ્રાટ ઝાર ત્રીજા એલેકઝાંડરના જય અમલ દરમિયાન રશિયાનો કેવી રીતે અધઃપાત થયો તેની સમાલોચના કરવામાં આવી હતી. આ સમાલોચના સખ્ત શબ્દોમાં લખવામાં આવી હતી. સાફ શબ્દોમાં રશિયાની પ્રજાને ચેતાવવામાં આવી હતી કે 'પ્રજાના હિતની ઝારને બિલકુલ દરકાર નથી. પ્રજાને ચૂસી ચૂસીને નિર્ધન બનાવી દુર્બળ કરી નાંખવાનો જ એલેકઝાંડરની સરકારનો જીવનમંત્ર છે. પ્રજા એમાંથી કઇ રીતે મુકત થઇ શકે? તેનો નાશ કરીનેજ. અને આવી સરકારનો નાશ કરવા ગુપ્ત સમિતિઓની સ્થાપના કરવી જરૂરી છે. કોઇપણ સાધનોથી આ સરકારને મિટાડવીજ જોઇએ, અને રશિયન પ્રજાને ઝારના જુલમી પંજામાંથી બચાવવી હોય તો ગુપ્ત સમિતિઓનું સંગઠન મજબૂત કરવું જોઇએ"

વળી આજ પત્રિકામાં ઝાર સરકારને મિટાડવાનાં સાધનો વિષે પણ ઘણું લખાયું હતું. સ્વાર્થી, જુલ્મી અને અત્યાચારી સરકારના કર્મચારીઓને કોઇપણ ઉપાયે સ્વધામ પહોંચાડવા જોઇશે અને સરકારના જાસુસોથી આપણા ગુપ્તચરોની રક્ષા કરવી પડશે. જો ભોગ જોગે કોઇ નિહિલિસ્ટ ગુપ્તચર, સરકારી અમલદારના હાથમાં સપડાઇ જાય, તો તે અમલદારના પંજામાંથી છૂટો કરવો એ આપણી સર્વોપરિ ફરજ છે. જ્યાં સુધી સરકારની શક્તિનો ધ્વંસ નથી થયો, જ્યાંસુધી સરકારની જડમુળ ઉખેડી નાખવામાં નથી આવી, ત્યાંસુધી નિહિલિસ્ટ સંપ્રદાયનું ધ્યેય નથી પ્રાપ્ત થયું; જ્યાં સુધી સામુદાયિક વિદ્રોહ માટે પ્રજાને જાગ્રત નથી કરી, ત્યાં સુધી નિહિલિસ્ટનું એક મહાન જીવન કાર્ય સફળ નથી થયું. ઝાર સરકારનો નાશ કરવા સમસ્ત પ્રજાની સહાયતા જોઇએ. જો આખી રશિયન પ્રજા એક થઇ જાય, પોતાનો ઉદ્દેશ પાર પાડવાની પ્રતિજ્ઞા લે, તો આ જગતમાં એવી કોઇ દુન્વવી સત્તા નથી, કે તે પ્રજાની ઇચ્છા વિરુદ્ધ તેની પર એક ક્ષણ પણ રાજ્ય ચલાવી શકે. આનું છેવટનું પરિણામ રાષ્ટ્ર વિપ્લવ પણ આવે પરંતુ તેમાંયે પ્રજાનું કલ્યાણ છે; તેમાંયે પ્રજાની મુક્તિ છે."

એક ક્ષણમાં બળવો જગાવે એવું આ સાહિત્ય ફેલાતું અટકાવવા છૂપી પોલીસે ચારે તરફ નજર રાખવા માંડી. અને તેથી રશિઆમાં કોઇ છૂપું છાપખાનું કાઢવાનું તદ્દન અસંભવિત થઇ પડ્યું. એજ કારણથી વોર્સોમાં રહેતા બે સ્વદેશહિતૈષી પ્રાન્ટરો બોરિસ ડાએોરસોવિન અને આઇઝક ઓલોમેઝ વિપ્લવવાદી સાહિત્ય છાપીને તેનો પ્રચાર કરવા પોતાની પ્રિય માતૃભૂમિની સેવા કરવા, ઇગ્લંડ ચાલી ગયા. એ છાપખાનામાં જેટલાં જેટલાં પુસ્તકો છપાતાં, તે બધાં છૂપી રીતે રશિયામાં મોકલી દેવામાં આવતાં.

લંડનમાં ઈસ્ટ એન્ડ નામના પરામાં એક નાના મકાનમાં છાપખાનું ખોલવામાં આવ્યું હતું. પોલેંડથી રશિયન ભાષાનાં છાપવાનાં બીબાં આવતાં અને નીચેના ઓરડામાં છાપવાનું કામ ચાલતું.

ત્યાં છપાતું એકેએક કાગળિયું નિહિલિસ્ટો પોતાના બુધ્ધ ચાતુર્યથી છૂપી રીતે રશિયામાં જૂદે જૂદે સ્થળે પહોંચાડી દેતા. એક વર્ષ સુધી તો આ કામ ચાલ્યું. રશિયન સરકાર એક વર્ષ સુધી આ કામ ન અટકાવી શકી. વિપ્લવવાદી સાહિત્યથી સારૂં યે રશિયન સામ્રાજ્ય છવાઇ રહ્યું.

ડાબ્રોસ્લોવિન અને બોલામેઝના ઉત્સાહનો પાર ન હતો. તેમનો ચહેરો હમેશાં પ્રફુલ્લિત રહેતો. તેઓનો સ્વભાવ અત્યંત આનંદિત હતો. એક દિવસ પેલા વૃધ્ધ પુરૂષ કેરોલિનની સાથે વ્હાઇટ એપલ રસ્તાપર હું જતી હતો, ત્યાં એ બે યુવક પ્રીંટરો સાથે મને મુલાકાત થઇ. ન કેરોલિન સાથે તેમનો પરિચય કરાવ્યો અત્યાર પહેલાં તો મારે મ્હોડેથી એ વૃધ્ધ પુરૂષ વિષે તેઓ ઘણું સાંભળી

હતા આજે એને જોઇને તેઓનું મન એના તરફ એટલું આકર્ષાયું કે એ વૃદ્ધ પુરૂષને તેઓએ જમવાનું આમંત્રણ પણ આપ્યું. આ બનાવ પછી અમે બન્ને પેલા પ્રેમી પ્રીંટરોના છાપખાનામાં જવા લાગ્યા અને વિધવિધ વિષયો પર વાર્તાલાપ કરવામાં કલાકો વ્યતિત કરતા, પરંતુ કેરોલિનને ખબર ન પડવા દીધી કે આ બે યુવકો શી મતલબથી અહીં રહે છે અને શું છાપે છે. એટલુંજ નહિ પણ જે ઓરડામાં છાપવાનું કામ ચાલતું તે ઓરડામાં સુદ્ધાં જવાની આ વૃધ્ધ પુરૂષને કદી તક ન આપી.

એલિઆનાં પણ કોઇ કોઇ વખત પોતાના પિતા સાથે ત્યાં જતી આવતી અને પોલિશ ભાષામાં મધુર સંગીત સુણાવી અમને

ડોલાવતી, વાદ્યયંત્ર પરનું એનું પ્રેમસંગીત અમને મંત્રમુગ્ધ કરી નાંખતું.

એક દિવસ સંધ્યા સમયે એક બનાવ બન્યો. હું તેને પરિણામે મહા વિતર્કમાં પડયો અને બીજા બીજા વિષયો પર વાતચિત કરી રહ્યા હતા. એકાએક પેલા બે પ્રીંટરો બાજુના ઓરડામાં ચાલ્યા ગયા, અને જે પત્રના સંબંધમાં નિહિલિસ્ટ સમિતિના પ્રમુખ તરફથી કોઈ ગુપ્ત આજ્ઞા મળી હતી, તેના પર તેઓ વિચાર ચલાવવા મંડયા. કેરોલિન અને હું તો આરામ ખુરશી પર બેસીને તાપતા હતા, ત્યારે મેં અચાનક જોયુ. કે અમારી સામેજ ૧૬ પાનાની એક ફર્માની વિપ્લવવાદી પત્રિકા પડી હતી. અત્યાર સુધી એને કોમ્પોઝ કરવા નહોતી આપી. એનો થોડો ભાગ છપાયો હતો અને તેની ૧૦-૧૫ લાખ નકલ રશિયામાં વેચાઇ ચૂકી હતી. એણે આખા રશિયામાં ભયાનક આંદોલન કરી મૂકયું. રશિયાની રાજ્યપધ્ધતિ પર એમાં સખ્ત પ્રહાર કરવામાં આવ્યા હતા. એ પત્રિકાનો આ આગળનો ભાગ હતો

મે પેલા વૃધ્ધ અંધ પુરૂષની તરફ એક વખત જોયું મને માલમ નહોતું પડયું કે આ વૃધ્ધ પુરૂષની નજર આ પત્રિકા પડી હતી. પરંતુ તેમાં કંઇ ખોટું નથી ? એ વખતે બોલમેઝે પોતાની ગુપ્ત વાતમાં સલાહ પૂછવા મને અંદર બોલાવ્યો.

સલાહ આપી પાંચ મિનિટ પછી બહાર આવીને જોઉં છુ તો કેરોલિનને જેમનો તેમ ખુરશી પર બેઠેલો જોયો, પરંતુ છાપવાની જે પત્રિકા પડી હતી તે ટેબલપર નજરે ન પડી. આ પ્રમાણે એકાએક એ કોપી ગુમ થઇ ગયલી જોઇ મને ભારે આશ્ચર્ય થયું. બહારથી કોઇ આવીને આ કોપી ઉડાવી જાય એ અસંભવિત લાગ્યુ. મેં વિચાર કર્યો કે એ વિષે કેરોલિન અને તેની પુત્રીને પૂછું; વળી વિચાર બદલાતા મેં તેમને પૂછવાનું માંડી વાળ્યું.

પણ મને હવે ચોક્કસ ખાત્રી થઇ કે આ હસ્તલિખિત કોપી ગુમ થવામાં કંઇક ગૂઢ રહસ્ય સમાયું છે. એનો પત્તો મેળવવાનો મેં દૃઢ સંકલ્પ કર્યો. આ વૃધ્ધ પુરૂષે એ કોપી ચોરી લીધી હતી કે નહિ અને જો એણે ચોરી હોય તો તેમ કરવામાં એનો શો આશય રહ્યો છે તેની તપાસ કરવાનો મેં નિશ્ચય કર્યો.

આ બનાવ પછી ત્રણ ચાર દિવસે હું મારા મિત્ર ગોલ્ડવર્જ ઝવેરીને મળવા ગયો.

હું ગોલ્ડવર્જના મકાનમાં પેઠો, ત્યારે તેઓ એકાગ્રચિત્તે પત્ર લખી લખી રહ્યા હતા. મને જોઇને તેઓ તરત ઉભા થઇ ગયા, અને મારૂં સ્વાગત કર્યું, પાસેની ખુરશી પર બેસવા જણાવ્યું.

કેટલીક આમતેમ વાતો થયા પછી ગોલ્ડવર્જે મને પૂછ્યું, "તમે જે વૃધ્ધ પુરૂષને મારે ત્યાં મોકલ્યો છે, તેનું કામ જોવાની તમારી ! છે ? એ કોઇ અજબ કારીગર છે. જૂઓ, આજેજ એણે આ હારાને ચકચકતો કર્યો છે." આટલું બોલી પોતાના ટેબલમાંથી એક નાની પેટી કાઢી અને મારા હાથમાં મૂકી. સૂર્યનાં કિરણ પડતાં ઝળઝળી ઉઠે એવો પીળા રંગનો એક હીરો મેં તેમાં જોયો; તેનાથી આખા ઘરમાં પ્રકાશ થઇ રહ્યો.

મેં પૂછ્યું, "આ હીરાની કિંમત કેટલી ?" ઝવેરીએ કહ્યું, "પચાસ હજાર રૂપિયાથી ઓછી કિંમતે હું કદી એ હીરો ન વેચું. એક ધનવાન પુરૂષ, પોતાના લગ્ન પ્રસંગે, પોતાની સ્રીને ભેટ આપવા એ હીરો ખરીદશે."

પછી મેં કેરોલિનનું કામ જોવાની ઇચ્છા બતાવી. ઝવેરી મને કારખાનામાં લઈ ગયો. બીજે માળે એક ખુણામાંના ઓરડામાં એનું

કારખાનું હતું. ત્યાં જઇને જોઉં છું તો પેલો ડોસો કામ કરી રહ્યો હતો, એક અણીદાર હીરાની મદદથી બીજા હીરાને ચમકતો કરતો હતો. મેં વિચાર કર્યો કે મારા જવાની તેને બિલકુલ ખબર ન પડવા દઉં, તેથી મેં તેની સાથે એક શબ્દ પણ ઉચ્ચાર્યો નહિ. ઝવેરીને એના કામ વિષે મે એક બે વાત પૂછી લીધી.

એ વૃધ્ધ પુરૂષને જોવા જવાનાં બે કારણો હતો. એક એ કે મને ત્યાં જોઇને એના મ્હોંપરના ભાવોમાં કંઇ પરિવર્તન થાય છે કે નહિ તે; પરંતુ મેં તો ઉલ્ટું જોયું કે મારા અચાનક ત્યાં જવાથી એના મુખના ભાવમાં જરાયે ફેરફાર ન થયો. આગળના મ્હો જેવોજ ભાવહિન એનો ચહેરો નજરે પડયો. બીજું કારણ એ હતું કે જે હસ્તલિખિત કોપી ચોરાઇ ગઇ હતી તેનો પત્તો મેળવવો મેં જોયું કે બુઢ્ઢાનો કોટ દિવાલપર ખીટીએ લટકતો હતો ઝવેરીને શાંત રહેવાની ઇશારત કરી, હુ દિવાલની પાસે પહોંચી ગયો અને કોટના ખીસ્સામાં જે કંઇ હતું તે બધું લઇ લીધું.

આશ્ચર્યચકિત થઇ મેં જોયું, કે પેલી હસ્તલિખિત કોપી પણ તેમાંથી નીકળી આવી. તેની સાથે બીજા પણ ઘણા કાગળ હતા, પછી આ બધા કાગળો પાછા ખિસ્સામાં મૂકી દીધા, અને ઓરડામાંથી હું અને ઝવેરી ચૂપચાપ નીકળી ગયા. હવે મારે એકજ પ્રશ્નનો વિચાર કરવાનો બાકી રહ્યો. આ હસ્તલિખિત કોપી ચોરવામા એની શી મતલબ હોવી જોઇએ ! ઝવેરીએ પૂછ્યુ, તમે એના ખિસ્સામાં શું શોધી રહ્યા હતા; મેં ભળતીજ વાત કરી એનું કુતુહલ દૂર કર્યું. અને મારે મુકામે હું સીધો આવ્યો.

એક દિવસ ફરતો ફરતો પાછો એ છાપખાનામાં હું આવ્યો ત્યાં મેં બહારના ઓરડામાં ડાઓસ્લોવિન, બોશેમેઝ અને કેરોલિન બુઠ્ઠાને સાથે બેસી સીગરેટ પીતા જોયા. હું ગયો એટલે આમ તેમ ઘણી વાતોના ગપાટા શરૂ થયા. એક કલાક આમ વીત્યા પછી એ વૃધ્ધ પુરૂષ ઉઠયો અને બોલ્યો. "મિત્રો, હું રજા લઉ છું. હું હમણાંજ આવું છું એમ એલિઓનાને કહીને આવ્યો હતો તે બીચારી એકલી બેઠી બેઠી રાહ જોતી હશે. શું કહું, તે છોકરીનું નશીબ પણ ફુટેલું છે."

એની આ કરુણ વાત સાંભળી અમારાં ત્રણેના હૃદય પીગળી ગયાં. એલિઓના ઇંગ્લંડમાં રહેતી હતી, છતાં અંગ્રેજી બોલી શકતી નહિ તેનું કોઇ સાથી ત્યાં નહોતું. આવી દશામાં તેને એકલી રહેવું કેટલું દુ:ખજનક હશે તેનો સ્હેજે ખ્યાલ આવી શકે છે.

મે કહ્યું, "ચાલો હું પણ તમારી સાથેજ આવું છું" આનંદથી તેણે મારી સુચના વધાવી લીધી. અમે બન્નેએ તેના ઘર તરફ જવા ઉપડયું. ત્યાં ગયા એટલે એલિઓનાએ પ્રસન્નતાથી મારી આગતા સ્વાગતા કરી; પ્રેમથી પોતાના પિતાની સાથે તે વાતચિત કરવા લાગી. એનાં પ્રેમ, સરળતા અને સહૃદયતા જોઇ હું તો મુગ્ધજ થઇ ગયો.

અર્ધો કલાક એલીઓના સાથે વાર્તાલાપ કરી પાછો હું છાપખાનામાં આવ્યો. ત્યાં જઇને જોઉ છું તો છાપખાનાનાં બારણા પાસે લોકોનું ટોળું એકઠું થયું હતું. આનું કારણ જાણવા સારૂં મન ઘણું વ્યગ્ર બની ગયું. એક છોકરાને પૂછતાં કારણ એ માલમ પડયું કે એક પોલીસ ઇન્સ્પેક્ટર છાપખાનાની અંદર ગયો હતો. આ વાત સાંભળતાંજ મારા મનમાં ધ્રાસકો પડયો, હું ભયભીત થઇ ગયો પરંતુ તરત મને યાદ આવ્યું કે ઇંગ્લંડમાં બેઠાબેઠા કોઇ રશિયન ભાષામાં કંઇ છાપે

તો તે કાયદા પ્રમાણે ફોજદારી ગુન્હો ન ગણી શકાય; એટલે મારો ભય બિલકુલ અસ્થાને હતો.

ગીરદીમાંથી કોણી મારતો મારતો રસ્તો કરીને હું મકાનની અંદર ચાલ્યો ગયો. ત્યાં કોઇ પોલીસે એ બે પ્રીંટરોને ગિરફ્તાર કર્યા હતા. ઓલોમેઝે ભાગી તૂટી અંગ્રેજીમાં એક કોન્સ્ટેબલને પૂછ્યું. 'શું તમે લોક અમને ગિરફ્તાર કરી રહ્યા છો ? અમારા ઉપર શો આરોપ છે ?'

જવાબમાં કોન્સ્ટેબલે કહ્યું. 'આ બધી વાતોનો અમે કંઇ પણ જવાબ આપી શકતા નથી. એકદમ અહીંથી ચાલો.'

હું પણ લોકોની સાથે ભીડમાં ચાલ્યો. એ બે પ્રીંટરોમાંથી એકએ મને ન જોયો બે કોન્સ્ટેબલો એને પકડીને લઇ ગયા. પોલીસથાણા સુધી હું લોકોની પાછળ પાછળ ગયો. થોડા વખતમાં અમે લેમન સ્ટ્રીટના થાણામાં પહોંચ્યા.

થાણા પાસે આવીને હું વિચાર કરવા લાગ્યો, કે થાણામાં જવું મારે માટે ઉચિત છે કે નહિ. વિચાર્યું, જો કોઇ, પોલીસને ખબર આપી દે કે પેલા પ્રીંટરોને વારંવાર હું મળતો હતો, તો મને પણ તરતજ પકડી લેવામાં આવશે. નાહક શું કામ જાણી જોઇને વાઘના મ્હોંમાં હાથ આપવો ? હું જાતે તો વિપત્તિને નજ ન્હોતરૂં. આ ખ્યાલથી પોલીસ ચોકીમાં જવાનું મેં માંડી વાળ્યું. અને એક ભાડુતી ગાડીમાં, પ્રીંટરો વિષે કશા સમાચાર જાણ્યા વિના, હું મારા મકાન પર આવી રહ્યો, અને સમિતના સરદારને આ સમાચારની ખબર આપી. એટલે તો મેં સાંભળ્યું કે ટેમ્સ પોલીસ કોર્ટમાં એમના પર મુકદમો ચાલશે, તેથી મુકદમાનું પરિણામ જાણવા હું બીજે દિવસે સવારમાં તે કોર્ટમાં ગયો.

અન્ય મુકદમાઓના ફેંસલા અપાયા પછી પેલા બે મુદ્રકોને અદાલતના પીંજરામાં ખડા કરવામાં આવ્યા.

અરજદારે ખૂબ ગંભીરતાથી મેજીસ્ટ્રેટ આગળ આરોપ વાંચી સંભળાવ્યો. તેણે કહ્યું, "બોરિસ ડાબ્રોસ્લેવિન અને આઇઝેક બોલેમેજ, તમારી બંનેની પાસેથી રશિયાની બનાવટી નોટો મળી છે. તમે લોકો લિટલ એલી સ્ટ્રીટના ૧૩૨માં નંબરના મકાનમાં બનાવટી નોટો બનાવો છો, એવો તમારા પર આરોપ મૂકવામાં આવે છે."

બનાવટી નોટ ! અને આ બે પ્રીન્ટરો બનાવે છે ! નહિજ, તદ્દન અસંભવિત. હું સારી પેઠે જાણું છું, કે એ બન્ને જણ રશિયન ભાષામાં વિદ્રોહી લેખો છાપે છે; પણ બનાવટી નોટની વાત તદ્દન કલ્પિત છે, તદ્દન બનાવટી છે. ત્યારે શું આ બધી પોલીસોની કપટજાળ છે ? પોલીસોએ ગોઠવેલું ષડ્યંત્ર છે ? હું તો મૂગો મૂગો સાક્ષીઓની તપાસ સાંભળ્યાજ કરતો હતો. તેમની જુબાનીમાં વિચિત્રતા જોઇ, મને વિસ્મય લાગતું.

પહેલી સાક્ષી એક પોલીસ-ઇન્સ્પેક્ટરની લેવાઇ. તેણે પોતાની જુબાનીમાં જણાવ્યું કે "લિટલ એલી સ્ટ્રીટના ૧૩૨માં નંબરના મકાનની જડતી લેવાના વોરંટનો અમલ કરવાનું મારે શિરે આવ્યું હતું. ગઇ કાલે રાતે બીજા પોલીસ કર્મચારીઓ સાથે હું ત્યાં ગયો હતો. ત્યાં જઇ દરવાજાને મેં જેવો ધક્કો માર્યો કે તરત અંદરથી બોલેમેજ નામના માણસે દરવાજા ખોલી દીધા. મેં મકાનની ભીતર જઇ જડતી શ[illegible] કરી. એક ઘરમાં મેં છાપખાનું જોયું. ત્યાં છાપવાને લગતો સરસામાન પડી રહ્યો હતો. રશિયન ભાષામાં લખાયલાં અનેક પત્રો મારા જોવામાં ત્યાં આગળ આવ્યા. દિવાનખામાં એક ગાદી

હતી. ગાદીની હેઠળ મેં જોયું તો મને જણાયું કે ત્યાં પિત્તળની કોતરેલી ચાર થાળીએ હતી. મને માલમ પડયું કે એ થાળીઓમાં રશિયાની બેન્ક નોટો છપાય છે. કોતરકામ જોતાં માલમ પડી આવતુ હતું કે એની મદદથી એક રૂબલ કે પાંચ રૂબલની નોટો છપાઇ શકે છે. આ ઓરડાના એક ખૂણામાં નોટની થોકડીએ પડી હતી. મેં તે નોટોને આ અદાલતમાં રજૂ કરી છે. આ થોકડીમાં કુલ્લે અરાઢ હજાર રુબલની બેન્ક નોટ છે, અને એ બધી તદ્દન નવીજ છે. વળી, પેટીઓમાં મેં તપાસ કરી તો એક પેટીમાં મને પીળી અને ભુરી શાહીના ડબ્બાએ જડયા. આ બધી વસ્તુઓને મેં મારા કબ્જામાં લઇ લીધી. પછી આ બે જણાને મેં ગિરફતાર કર્યા."

વળી ઇન્સ્પેક્ટરે ઉમેર્યુ કે "આજકાલ ઇંગ્લિંડમાં બનાવટી રશિયન નોટની સંખ્યા એટલી બધી વધી પડી છે કે તેની ગણત્રી કરવી એ બિલકુલ અશકય થઇ પડયું છે. રશિયાના રાજકીય વિભાગ ખાતાએ ભારપૂર્વક જણાવ્યું છે કે જેટલી બનાવટી રશિ. નોટ બ્હાર આવે છે, તે બધી ઇંગ્લિંડમાંજ છપાયલી છે. જો એ બનાવટી નોટ પાડનારને કોઇ પકડી આપશે તો તેને રશિયન સરકાર ભારે ઇનામ આપશે. લંડનની પોલીસ આ કાવત્રાંઓની શોધ માટે કોશીશ કરી રહી હતી; પણ આજેજ તેની મહેનત સફળ થઇ છે. આ બન્ને અપરાધીએ આજ સુધી પોલીસની આંખમાં ધૂળ નાંખતા હતા; અંતે તેઓ અમારા હાથમાં પડયા છે."

બીજા સાક્ષીઓએ ઇન્પેકટરની સાક્ષીમાં હાજી હા ભણ્યું. હું આ બધી સાક્ષી સાંભળી સજ્જડ થઇ ગયો. એવી હડહડતી જૂઠી સાક્ષી સાંભળી મારા પ્રીંટર મિત્રો પણ આશ્ચર્યમાં ગરકાવ થઇ ગયા.

શું માણસનું એટલું બધું અધઃપતન થયું છે કે તે આવું જૂઠાણું ફેલાવી શકે છે? વાહ! ઇંગ્લિંડની પોલીસની બહાદુરીનું ઇશ્વરે જે ધાર્યું હશે તે ખરૂં પણ એ દિવસે મુકદમો મુલતવી રહ્યો. હું ચૂપચાપ કોર્ટમાંથી મારા મુકામ પર ચાલ્યો આવ્યો.

આ સંબંધમાં અમારૂં કર્તવ્ય શું છે? તેના પર અમારી ગુપ્ત સમિતિમાં કલાકો સુધી વાદવિવાદ થયો, પણ કોઇ નિર્ણય પર આવી શકાયું નહિ: ઘણા પ્રયત્નો છતાંયે એક ચોકકસ વાત પર અમે ન આવી શકયા. અત્યાર પહેલાં આ બે પ્રીન્ટરોનો બચાવ કરવા અમે એક બેરીસ્ટર રોકયો હતો પરંતુ આવી સંપૂર્ણ સાબીતી સામે પેલા બેરીસ્ટરની અકકલ પણ કંઈ કામ ન કરી શકી. તેની મનની સ્થિતિ અમે પહેલેથીજ કળી ગયા હતા. જૂઠા ઉભા કરેલા મુકદમામાંથી એ બન્નેને ઉગારી લેવાનો કશો માર્ગ ન સૂઝ પડયો.

બોરિસ અને આઇઝેકના મામલામાં ગુંચવાયલો હોવાથી કેટલા દિવસો થયાં હું પેલા વૃધ્ધ કેરોલિનને મળી શકયો ન હતો; પણ મને ખાત્રી હતી કે આ ભયંકર મુકદમાના સમાચાર તેણે વર્તમાન-પત્રોમાં વાંચ્યા હશે, કારણ કે મોટા અક્ષરોમાં દરેક પત્રમાં છપાયું હતું કે:

'અત્યંત વિચિત્ર કાવત્રુ! એક હજાર બનાવટી નોટ! ચાલાક પોલીસોએ કરેલી કાવત્રાખોરોની ધરપકડ!"

બન્ને પ્રીંટરો ગિરફતાર થયા પછી ચાર દિવસ પછી હું મારા કામ માટે એક દિવસ કેરિંટન રોડ પરથી જતો હતો. એ બાજુ-એજ ગોલ્ડવર્જ ઝવેરીની ઓફિસ હતી. ઝવેરીને મળી લેવાની ઇચ્છા થઇ વિચાર્યું કે કારખાનામાં જઇશ અને પેલા અંધ બુઢ્ઢાને પણ

જણાવતો આવીશ કે " તું તો ખરો ઉસ્તાદ ! ખરો બચ્ચો, પણ મારા બન્ને સાથી તો ફસાઇ પડયા ! "

હું તરતજ ગોલ્ડવર્જની ઓફિસમાં પહોંચ્યો. ત્યાં જઇ જોઉં છું તો ગોલ્ડવર્જ પોતાના ઓરડામાં ઉભો ઉભો બે પુરૂષો સાથે વ્યાકુળતાથી વાત કરી રહ્યો હતો.

એક પુરૂષે કહ્યું, " આ તો વિચિત્ર ચોરી કહેવાય ! ચોરી કરવાવાળો મહા કાબેલ ચોર હોવો જોઇએ. "

ગોલ્ડવર્જની તદ્દન નજીક જઇ મેં તેને પૂછ્યું. " ગોલ્ડવર્જ, આ શી વાત છે ? કોને ત્યાં ચોરી થઇ ?"

ગોલ્ડવર્જે ઉત્તર આપ્યો " સર્વનાશ થઇ ગયો ! મારી 'કેશબોક્ષ' પૈસા રાખવાની નાની તીજોરી, કોઈ ચોરી નાઠું. ચાલો જૂઓ, શું બને છે. " હું ઝવેરીની પાછળ ચાલ્યો.

ગોલ્ડવર્જની ઓફિસને જો પુસ્તકાલય કહેવામાં આવે તો જરાયે ખોટું નથી. મોટા મોટા કબાટો પુસ્તકોથી ભરેલા હતા. આજે મેં જોયું કે પુસ્તકોની પાછળ એક કાચનો દરવાજો હતો. ચાપ દબાવવાથી દરવાજો ખુલી ગયો. દિવાલની અંદર એક મોટી તીજોરી જોઇ. એ તીજોરીમાં છ ફુટ ઉંચો માણસ મઝેથી ઉભો રહી શકે. એનું બારણું ખુલ્લું હતું. તીજોરીમાં જેટલાં કિંમતી કાગળીઆઓ હતાં તે બધાં આમ તેમ વિખરાયલાં પડેલાં હતાં. એ તીજોરીમાં જેટલી કેશ બોક્ષ હતી, તેમાંથી જેની જેની અંદર હીરા, માણેક વગેરે રાખવામાં આવ્યા હતા તે બધી ગૂમ થઇ ગઇ હતી.

આ ધમાલ જોઇને પણ હું સમજી શકયો નહિ કે મામલો શું છે. મેં પૂછ્યું, " પણ બનાવ શું બન્યો ? "

" બીજું શું ? મારૂં સર્વસ્વ લૂંટાઇ ગયું. બે લાખ રૂપિયાનો માલ ચોરાઇ ગયો. ! કેરોલિને જેટલા હીરા ચળકતા કર્યા હતા તે બધા ગૂમ થયા છે. મારો તો નાશજ થઈ ગયો. "

એક જાસુસ બોલ્યો, " પણ કેરોલિન આપના કારખાનામા આજે કામ પર કેમ નથી ચઢ્યા ? "

ઝવેરી ગોલ્ડવર્ગે મને કેરોલિનના મુકામ પર જઇ તપાસ કરવા જણાવ્યુ . તરતજ ગાડીમાં બેસી એક જાસુસની સાથે હુ ત્યાં જવા નીકળ્યો.

ત્યાં પહોંચ્યા દરવાજા બધ હતા. અમે દરવાજા પાસે ગયા એટલે એક વૃદ્ધ સ્ત્રીએ દરવાજો ખોલ્યા અને અમારી સમક્ષ આવીને ઉભી રહી.

મેં તને પૂછ્યુ " કેરોલિન ક્યાં છે ? "

"તે તો ચાલ્યો ગયો.'

મેં ગભરાઇને પૂછ્યું ' શું તે ચાલ્યો ગયો ? "

" કાલે એ પાંચ વાગે અહી આવ્યો હતો. પછી પોતાની રી સાથે ક્યાં ગયા તેની ખબર નથી. તે પોતાની સાથે મોક્ષ' સિવાય બીજું કશું લઇ ગયો નથી. જતી વખતે મને કહ્યું હતું કે ' એક ખાસ જરુરી કામસર તે જાય છે પણ નક બે મહીના વીત્યા પછી તે પાછો ફરશે. '

પેલા જાસુસે મારા તરફ જોઇ કહ્યું " એ બુઢ્ઢાજ ચોર છે."

અમે બુઢ્ઢાના ઘરમાં પેસીને બધું તપાસી જોયુ પણ તે ક્યાં ગયો છે તેની કશી ખબર ન જ પડી. ત્યાંથી અમે પોલીસ થાણા પર ગયા અને પેલા વૃધ્ધ પુરૂષ તથા તેની પુત્રી વિષે જે કંઇ

જાણતા હતા તે બધું જણાવી પોલીસમાં કેસ નોંધાવ્યો. લંડનમાં તરતજ એકેએક સ્થળે ટેલીફોનથી બુઢ્ઢા વિષે ખબર આપી દેવામાં આવી. એક કલાકમાં તો ઇંગ્લંડમા દરેકે દરેક બંદર પર પણ ચોરીની અને ચોરાઇ ગયેલા હીરાના આકાર, પ્રકાર, રૂપરંગના વર્ણનની ખબર પહોંચાડવામાં આવી. એક પછી એક અઠવાડિયા પસાર થયાં, તોપણ ન તો પેલા બુઢ્ઢાનો કે ન તો તેની પુત્રીનો પત્તો લાગ્યો, કે ન તો ચોરાયલા માલની કંઇ ખબર પડી. અમે સમજી ગયા કે પેલો લુચ્ચો પોતાની પ્રિય કન્યાને લઇને ઇંગ્લંડ બહાર નાસી છૂટયા છે.

આ દરમિયાન બનાવટી નોટવાળા કેસનો ચૂકાદો અપાયો. આજે પણ ઇંગ્લંડના ઘણા માણસોને આ ચૂકાદાનું સ્મરણ છે. ડૉ. પ્રાસ્કોવિન અને બોલોમેજ અપરાધી ઠર્યા અને બન્નેને સાત સાત વર્ષની દેશનિકાલની સજા ફરમાવવામાં આવી.

અમારી સમિતિના માણસો બરાબર પેલા બુઢ્ઢાની પાછળ લાગ્યા આજસુધી તેના સંબંધમાં પોલીસને કશી ખબર ન મળી તો પણ અમારા પ્રયત્નો નિષ્ફળ ન નિવડયા. બેલા બે મુદ્દાને ફરમાવ્યાને છ માસ વીત્યા પછી પેલા બુઢ્ઢા કેરોલિનનું પૂર્વ અમને મળ્યુ તેનો સારાંશ આ છે: એક વખત રશિયાના એને દેશનિકાલ કર્યો હતો એ વાત સાચી, પણ તે રાજદ્વારી ગુન્હ માટે નહિં; રશિયાનો તે નામીચો ચોર હતો, ખાસ કરીને હીરા માણેકનીજ તે ચોરી કરતો. કાવલા નામના સ્થળના એક અમલદારનો અમૂલ્ય હીરો તેણે ઉચાપત કર્યો હતો. આ અપરાધ માટે તેને સાઇબિરીઆમાં કેદ કર્યો હતો. ઘણા દિવસોથી તેને આંખનું દરદ થતું હતું, પરંતુ તે આંધળો ન હતો. આંખ હોવા છતાં, આંધળો

હોવાનો ઢોંગ કરી શકતો અને કોઇને તેના ઢોંગની ખબર સરખીયે તે ન પડવા દેતો. એલિઓના એની છોકરી ન હતી પરંતુ એનાં પાપી કૃત્યોમાં બુઢ્ઢાને મદદ કરનાર રશિયાની એક દુષ્ટ સ્ત્રી હતી.

સાઇબિરીઆથી નાસી છૂટીને વૃદ્ધ પુરૂપ છૂપી પોલીસમાં જોડાયો હતો. તે વખતે બળવાખોર સાહિત્યનો રશિયામાં મહાન પ્રચાર થઇ રહ્યો હતો. એ વિદ્રોહી પત્રિકાઓ છાપવાની જગ્યાનો પત્તો મેળવવા રશિયાના જાસુસી ખાતાએ કેરોલિનને ઇંગ્લંડ મોકલ્યો હતો. આમ પોલીસનો ગુપ્તચર બનીને તે ઇંગ્લંડ આવ્યો હતો. એ બદમાશ પેલા બન્ને પ્રીંટરોના ઘરમાં બનાવટી નોટો અને તે છાપવાનું યંત્ર તેમની જાણ બહાર ચોરી છૂપીથી મૂકી આવ્યો હતો. પરિણામે એ બંને નિરપરાધીઓ ગિરફતાર થયા.

પરંતુ એ કમનસીબ બુઢ્ઢો નિહિલિસ્ટોથી કેટલા દિવસ બચી શકે ! અમારી સમિતિના સભ્યોએ કેટલાક માસ પછી એને એમ- પકડ્યો અને કેદ કર્યો. જે વખતે અમારા પંથના ...ાએ એને પકડ્યો ત્યારે એ પેલા હીરાને વેચવાની કોશીશ કરતો હતો. પોલીસે એને પકડીને ઇંગ્લંડ મોકલી દીધો. એના પર કેસ ચાલ્યો, દશ વર્ષની કેદની સજા થઇ. ગોલ્ડવર્જને ઓછામાં ઓછી અર્ધી સમ્પત્તિ મળી. એલિઓનાનો કશો પત્તો લાગ્યો નહિ.